# કાયદામાં સ્ત્રીનું સ્થાન

(હરેક સ્ત્રી વાંચે)

લેખક

**વાસુદેવ વિ. જોશી**

બી. એ. એલ એલ. બી.




સ્ત્રી સાહિત્ય મંદિર, સુરત.

આવૃત્તિ ત્રીજી

ઈ. સ. ૧૯૩૯

સંવત ૧૯૯૫ પહેલી આવૃત્તિ ૧૯૩૨

૧૯૩૪



તમારી

સખીઓ

બહેનો

પુત્રીઓ

વહુઓ

સૌ કોઈને સ્ત્રીશક્તિ

ગ્રંથમાળાનાં પુસ્તકોજ

ભેટ આપો.



ઈશ્વરલાલ વીમાવાળાનું

સ્ત્રીશક્તિ કાર્યાલય

કેળાપીઠ, સુરત.



દેશબંધુ મુદ્રણાલય, કેળાપીઠ, સુરતમાં ઈશ્વરલાલ એમ. વીમાવાળાએ છાપ્યું અને ત્યાંથીજ પ્રગટ કર્યું.

# બે બોલ

અત્યારે હિંદુ સંસાર ખરેખર ઉકળતા તવામાં પડેલો છે. સ્વ૦ ગોવર્ધનરામ ત્રિપાઠીએ લખેલી લીટીઓ

નર જાત સુખી હશે અહિં
કહિં, મહાલતી સ્વચ્છંદથી
પણ નારીને રોવા વિના
નહિ કર્મમાં બીજું કંઈ

દિન પ્રતિદિન વધારે ને વધારે સાચી ઠરતી જાય છે. સ્ત્રીઓના આપઘાતોના કિસ્સાઓથી છાપાં ઉભરાય છે. સ્ત્રીઓ તરફ થતા અન્યાયના ખટલાઓ કોરટે ચઢે છે તેમાં ઘણીય વાર કાયદો, નિર્દય ન્યાયને નામે નિષ્ઠુરતાનું સંપૂર્ણ પ્રદર્શન રજુ કરે છે અને સ્ત્રીજાતિને કચરે છે. સ્ત્રીઓને કાયદાએ-વર્ષોથી, સદીઓથી ચાલ્યા આવતા, સ્થિતિસ્થાપક બનવાને બદલે જડતામાં રાચનારા કાયદાએ-કેટલી બધી હીન બનાવી દીધી છે તેનો આછો ચિતાર આ પુસ્તકમાં રજુ થાય છે.

એટલેજ આ પુસ્તક આજને તબક્કે દરેક ઘરમાં

આવેલી બહેનોએ વાંચવું જોઇએ. જે બ્હેનો આ પુસ્તકને એક વાર વાંચી જશે તેમને તેમના પોતાના હક વિશેનો ખ્યાલ આવશે. ઘણીએ કુળવધુઓ જે અજ્ઞાન અથવા શરમાળપણાને લીધે સાસરીયામાં રીબાય છે તેઓ જો આ પુસ્તકનું મનન કરશે તો તેમનાં અનેક દુઃખો ટળી જશે.

આ પુસ્તકના લેખક શ્રી૦ વાસુદેવ જોશીએ આ લખીને ભારતની સ્ત્રી જનતા ઉપર ભારે ઉપકાર કર્યો છે એમાં કંઈ શક નથી. તેમણે આ પુસ્તક પ્રગટ કરવાના હક અમને નિષ્કામ ભાવે સોંપ્યા છે તે બદલ અમે તેમનો આભાર માનીએ છીએ.

આ પુસ્તકની પહેલી તથા બીજી આવૃત્તિ ટુંક સમયમાં ખપી ગઇ છે, તેજ એની ઉપયોગીતા અને લોકપ્રિયતા બતાવી આપે છે. આશા છે કે આ આવૃત્તિ પણ ગુર્જર સાહિત્ય જગતમાં તેવોજ આદર પામશે.

પ્ર. થી.

# "કાયદેસર હક"

આપણે જેને 'કાયદેસર હક' કહીએ છીએ તેનો અર્થ શું? એ અર્થ સમજવા માટે આપણે પ્રથમ 'કાયદો' એ શબ્દનો અર્થ નક્કી કરવો પડશે. સમાજને સુવ્યવસ્થિત ચલાવવા માટે માણસોએ ઘડેલા નિયમો: એજ 'કાયદો' શબ્દનો તદ્દન સરળ ભાષામાં અર્થ થાય છે. જૂદી જૂદી મનોવૃત્તિવાળા માણસોના સમૂહનું નામ સમાજ; એમાં કામ, ક્રોધ, મદ, મોહ અને મત્સર માંના કોઈ ને કોઇ વિકારથી દરેક માણસ ઘેરાયલો હોય છે. આવી સ્થિતિમાં દરેક માણસ એકત્ર રહે છે, એનું કારણ કાયદાનું નિયંત્રણ (કાયદાનો દાબ) છે. સર્કસમાં વાઘ બકરી એકજ વાસણમાં પાણી પીએ છે. એનું કારણ તેમની પાસે ઉભેલા 'રીંગ માસ્તર' છે. જ્યારે વાઘ સર્કસનો નિયમ તોડી મનમાં અભિલાષા ધરીને બકરીને જોઈને બરાડ નાંખે છે, ત્યારે તેની પીઠ પર ચાબૂક પડે છે. અને ચાબૂકનો સપાટો પડશે એ બ્હી-

કથીજ તે પોતાના સ્વાભાવિક ખોરાક સાથે મિત્રભાવે વર્તે છે.

આપણા સમાજમાં પણ રાક્ષસી સ્વભાવનાં માણસો કંઇ ઓછાં નથી. પણ જ્યારે તે બીજા માણસને મારઝુડ કરે છે, અથવા પારકો પૈસો પડાવવાની તજવીજ કરે છે, ત્યારે કાયદો તેની 'ખબર' લેવા માટે તૈયાર જ હોય છે. આવી રીતે ગરીબોનું રક્ષણ કરવા માટે કાયદો હાજર છે. બીજાને માર મારવો અથવા તેની માલમત્તા લૂંટી લેવી, એને કાયદાએ ગુન્હો ગણ્યો છે. અને એવા ગુન્હા કરનારને ગુન્હો કર્યા બદલ સજા થાય છે. આ

## સજાની બ્હીકથીજ

ગરીબ માણસોનું રક્ષણ થાય છે. કારણ કે સજાની બ્હીકથી જ આવા નરપશુઓને પણ ગરીબો તરફ વાંકી નજરે જોવાની હિંમત થતી નથી. કદાચ કોઇ અજ્ઞાની સજાની બ્હીક કોરે મૂકીને કોઇ નિરપરાધી માણસને માર મારે છે અથવા તો તેની માલમત્તા લૂંટી લે છે, ત્યારે તેને સજા થાય છે જ. પરંતુ એ સિવાય તેણે હરણ કરેલી માલમત્તા તેના મૂળ માલિકને પાછી આપવામાં અને થયેલી મારઝુડ બદલ નુકસાની આપવામાં કાયદો તે નિરપરાધી માણસની મદદે આવે છે. હરણ કરેલી માલમત્તા તેને પાછી સોંપવી અને નુકસાની બદલ તેને અમુક રકમ આપવી એવો તે ગુન્હેગાર માણસને કોર્ટ હુકમ કરે છે. અને તે હુકમનો અમલ ન્યાયની કોર્ટ પોતાના અમલદારો પાસે કરાવે છે. આ ઉપરથી કાયદાનો અમલ કરવા માટે સરકારી કચેરીઓની જરૂર છે એ ચોકખું સમજાય છે. વળી સરકારે જેટલા નીતિનિયમ અમલમાં મૂકવાનું ઠરાવ્યું હોય, તેટલાની અમલબજાવણી સરકારી કચેરીઓ કરે છે. આ ઉપરથી કાયદો એટલે 'સરકારે માન્ય કરેલો સમાજ સુધારણાનો નિયમ' એવો અર્થ તમારી સમજમાં આવ્યો હશે.

હવે "હક" એટલે શું તે આપણે તપાસીએ. ઉપલા ઉદાહરણમાં એક નિરપરાધી માણસ પર બે જાતની આફત આવેલી આપણે કલ્પી છે. વળી આ બે આફત બદલ તેને કાયદાનું રક્ષણ મળે છે, એવું પણ આપણે ઉપર વાંચ્યું છે. તે શામાટે મળે છે એ સવાલનો ઉત્તર એજ છે કે

**હરેક માણસને**

પોતાની શારીરિક અને આર્થિક સંપત્તિનું રક્ષણ કરવાનો હક છે. અંગત સ્વતંત્રતા અને દોલતની સુરક્ષિતતા એ બે માણસ માત્રના મહત્વના હક ગણાય છે. આ હક પર હુમલો કરનારાં હરેક કૃત્ય કાયદાની નજરે શિક્ષાપાત્ર ઠરે છે. કાયદામાં પ્રાણીમાત્રના હક શું છે, એનું જાહેરનામું કોઇ પણ ઠેકાણે પ્રસિદ્ધ કરવામાં આવ્યું નથી. પરંતુ મહત્ત્વના હકો પર તરાપ નાંખનારા એકેએક કૃત્ય જ્યારે દંડપાત્ર ગણાય છે ત્યારે અંગત હકની કાયદાએ સ્પષ્ટતાથી સ્થાપના કરી નથી એવું કોઇથી કેમ કહી શકાય? તેથી હક એટલે શું? એ સવાલનો ઉત્તર એજ કે જેનો પ્રતિકાર (વિરોધ) કરવાનું કાયદાએ અયોગ્ય ગણ્યું છે, એવો માણસ માત્રનો આચાર.

હકની સાથે જવાબદારી ઉત્પન્ન થાય છે. અમૂક માણસને રસ્તા પર જવાનો હક છે એવું આપણે કહ્યું એટલે તે રસ્તે તેને જવા દેવાની જવાબદારી બીજા બધા માણસો પર રહે છે. અને તેને અડચણ કરવી એ ગુન્હો ગણાય છે. આવું ન હોય તો હક શબ્દનું કંઇ મહત્વજ રહે નહિ. ખાનગી માલિકીના ઘરમાં વાહિત માણસને આવવાનો હક નથી, તેમ તેને અંદર આવવા દેવાની માલિક ઉપર જવાબદારી પણ નથી. એટલે તે અટકાવ કરે તો ગુન્હેગાર ગણી શકાય નહિ. આ ઉપરથી હક અને જવાબદારી એક બીજા પર આધાર રાખે

છે; એટલુંજ નહિ પણ એક બીજા વિના સ્વતંત્ર રીતે અસ્તિત્વમાં આવી શકે તેમ નથી. જો કે આ હક અને જવાબદારી અમલમાં મૂકવાનું કામ કોર્ટ કરે છે. છતાં કયા હકનું સંરક્ષણ કરવું એ નિર્ણય કાયદો કરે છે.

માણસ માત્રની ઉન્નતિ તેની અંગત અને આર્થિક સ્વતંત્રતા ઉપર આધાર રાખે છે. કાયદાની ભાષામાં બોલીએ તો માણસના અંગત અને આર્થિક હક જેમ વધારે, તેમ તેની ઉન્નતિ વધારે થાય છે. દુનિયાની શરૂઆતથી અત્યાર સુધીમાં અંગત હકના વધારા માટેની હિલચાલ દુનિયામાં થયેલી મોટામાં મોટી

## ઉથલપાથલના મૂળ

તરીકે હતી અને ભવિષ્યમાં પણ તેમજ રહેવાની. અંગત હક, એ શરીર પ્રમાણે જન્મસિદ્ધ છે. સમાજરચનાની પહેલી શરૂઆતમાં આ હકની કિંમત આપીને સંરક્ષણનો ઉપાય માણસે મેળવ્યો હતો. પરંતુ પાછળથી તેને એ માટે વધારે કિંમત આપ્યા બદલ પસ્તાવો થયો હશે. કારણ કે અંગત સ્વતંત્રતાની આકાંક્ષા ઘણીજ રાજ્યક્રાન્તિની પાછળ હતી. એ વ્યક્તિસ્વતંત્રતાની આકાંક્ષા લોકસત્તાવાદના મૂર્તિમાન સ્વરૂપમાં અત્યારે પ્રગટ થઈ છે. અને તે એકતંત્ર સત્તાકેન્દ્ર પર ઝડપ મારવાને માટે ટાંપી રહી છે.

એકંદર રીતે જોતાં અંગત સ્વતંત્રતા અને દોલત–માલિકી એ બે છૂટાં ન પડી શકે તેવાં તત્ત્વો છે. એટલે તેનું મહત્વ કયા શબ્દોમાં વર્ણવીએ ? પુરૂષ પેઠે સ્ત્રીઓને પણ આજ તત્વો શા માટે લાગુ ન પાડવાં ? જ્યારે નિગ્રો લોકોની પરતંત્રતા અન્યાયભરેલી ઠરી હતી ત્યારે ખરેખર દેખાતી આપણી બહેનોની ગુલામગીરી કયા મુદ્દા પર આપણે વાજબી ઠેરવી શકીશું ?

કુટુંબના વડીલ માણસના હાથમાં મિલકતની માલિકી રહે અને ઘરનાં બીજાં માણસો મિલકત તરીકે ગણાય એ રોમન લોકોની કુટુંબપદ્ધતિ અને તેની સાથે બરાબર બંધબેસતી હિંદુ કુટુંબ-પદ્ધતિ કાળના પ્રવાહમાં હવે વહી ગઇ છે. આવી સ્થિતિમાં આપણી બહેનોને મિલકત—માલિકીના હકથી આપણે કેટલા દિવસ દૂર રાખી શકાશું?

દુનિયાના જૂદા જૂદા દેશોનો ઇતિહાસ જોઇએ તો તેમાં પણ હિંદુ સ્ત્રીઓની આજની પરાધીનતા જેવી કોઈ કોઈ દેશની સ્ત્રીઓની પરાધીનતા હતી. પરંતુ તે પરાધીનતા, સમય બદલાતાં જતી રહી અને આજે પાશ્ચાત્ય દેશોની સ્ત્રીઓ, પુરૂષોના જેવા હકો ભોગવે છે. એટલે હિંદુ સ્ત્રીઓને આવા હકો ગમે ત્યારે પણ મળશે અથવા આપવા પડશે એ દીવા જેવું ચોકખું છે.

× × × ×

## હિંદુ ધર્મશાસ્ત્રનું સ્વરૂપ

આ બાબતમાં આજે જે કાયદા પ્રચારમાં છે, તેને હિંદુ ધર્મશાસ્ત્ર કહે છે. એની હયાતિ વૈદિકકાળ સાથેની કહેવામાં આવે છે. છતાં કાળ વિસ્તારના જૂદા જૂદા ભાગમાંથી બહાર પડેલો આજનો કાયદો, એ કંઇ પહાડમાંથી પડતા નિર્મળ ઝરણા પ્રમાણે થોડોજ કાયમનો છે? એને પણ પરિસ્થિતિના જૂદા જૂદા પ્રસંગો સામું જહેમત ઉઠાવતાં, આપદ્ધર્મની ઘણી બાબતો જતી કરવી પડશે. વળી નવી વિચારસરણીના ઝરાના મૂળમાંથી તેને પાણી લેવું પડ્યું છે. તેથી કેટલીક વખતે મૂળનું સ્વચ્છ પાણી અસ્વચ્છ થઇ ગયું છે. ટુંકામાં કહેવા જઇએ તો હિંદુ ધર્મશાસ્ત્રમાં, તેનાં તત્વોમાં અને તપસીલમાં એક સરખા ફેરફાર થતો ગયો છે. એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે.

અમારૂં હિંદુ ધર્મશાસ્ત્ર વેદપ્રમાણિત છે અને વેદ અપૌરૂષ

છે; એટલે તેમાં ફેરફાર કરવાનો કોઇને પણ હક નથી. એવો એક હઠવાદી મુદ્દો આગળ મૂકવામાં આવે છે. પરંતુ એમાં બીલકુલ તથ્ય નથી. હિંદુ ધર્મશાસ્ત્ર એકસરખું બદલાતું આવ્યું છે. વેદકાળને સ્મૃતિએ ફેરવી નાંખ્યો અને સ્મૃતિના કાયદાને નિબંધ કારોએ–ટીકાકારોએ ફેરવી નાંખ્યો તથા ન્યાયની કોર્ટોએ એ બધામાં

## છુટછાટ

મૂકી દીધી. આવી વસ્તુસ્થિતિ ઉભી થઇ એટલે સ્મૃતિ અથવા ટીકાના ગ્રંથોમાં સ્ત્રીઓ સંબંધી અનુદાર ધોરણ કાયમ રાખી તેમના હક્કોનું જે વિવેચન કરવામાં આવ્યું છે, તે ફેરવ-વાનો કોઇને પણ અધિકાર નથી, એવું કહેવામાં શો અર્થ છે, તે કોઈ સમજાવશે ?

આપણે આગળ જોઇ ગયા કે કાયદો એટલે સમાજસુધાર-ણાનો સરકારે તૈયાર કરેલો નીતિનિયમ. સમાજ બદલાય છે, એવું આપણે માનીએ તો બદલાયેલા સમાજના પહેલાંના નિયમો અને કાયદા પણ બદલાવા જોઇએ. નહિ તો સમાજને પ્રતિ-કુળ હોય એવો કાયદો સમાજસુધારણાનું કાર્ય કેવી રીતે કરી શકશે ? પાંચ વખત ખાવું અને ઉલટથી ભણવું એ નાનાં બાળકોને કેળવવા માટે યોગ્ય નિયમ છે. પણ એ બાળકો જ્યારે માણસની પંક્તિમાં આવે અથવા તેમનું ઘડપણ થાય ત્યારે આ જ નિય-મોનું પાલન તેમણે કરવું જ જોઇએ, એવું આપણે કહીએ તો તે કેટલું નાદાનીભરેલું કહેવાય ?

આજથી પચાસ વરસ પહેલાંના સમાજના જે નિયમોનું એકીકરણ કરવામાં આવ્યું છે, તે નિયમો આજના યાંત્રિક યુગમાં કશા પણ ફેરફાર કર્યા વિના ચાલુ રહેવા જ જોઇએ એવી કોઈ હઠ પકડે તો શું વ્યાજબી ગણાય ખરી ? આવીજ

રીતે ચાર હજાર વર્ષ પહેલાં નૈસર્ગિક, શારીરિક જરૂરીઆત પર નજર રાખીને વન વગડામાં ભટકતા સમાજને ઠેકાણે રાખવા માટે તૈયાર કરવામાં આવેલા નિયમો, શહેરમાં વસનારા તથા યાંત્રિક સુખસાહેબીમાં મહાલનારા આજના સમાજને માથે ઠોકી બેસાડીએ, તો તે કેટલા ડહાપણ ભરેલા ગણાય? સમાજ બદલાયો એટલે નીતિનિયમ પણ બદલાવા જોઈએ.

## સમાજનાં પગલાં સાથે

જો કાયદો પગલું માંડે, તો જ તેનાથી સમાજનું રક્ષણ થઈ શકે. જો તેમાં અને સમાજસ્થિતિમાં અંતર પડે તો સમાજ એવા પાછળ ચાલનારા કાયદાને ફગાવી દેશે. આ ઉપરથી વખત બદલાય ત્યારે કાયદો પણ બદલાવો જોઈએ, એવું સિદ્ધ થાય છે.

× × × ×

## હક: અંગત અને આર્થિક

કાયદેસર હક આપણી વિવેચક દૃષ્ટિએ બે જાતના હોઈ શકે. (૧) અંગત તથા (૨) આર્થિક. અંગત હકોમાં અંગત સ્વતંત્રતા આવે છે જ. એ સિવાય વૈવાહિક જીવનના જુદા જુદા હકોનો પણ એમાં સમાવેશ થાય છે. પોતાનાં લગ્ન માટે પોતે સમ્મતિ આપવી, લગ્ન કરવું કે ન કરવું, એ વાત પોતાની ઇચ્છા પર રાખવી, લગ્ન પછી જુદાં જુદાં કારણસર પતિ પાસેથી કાયદેસર જુદા રહેવું અથવા છૂટાછેડા કરવા, આ અધિકાર અંગત હકોની કક્ષામાં આવી શકે છે. આવી રીતે બાળકના પાલકપણાનો હક તથા તેનું લગ્ન કરવાનો અધિકાર, એ સહુ અંગત હકના જુદા જુદા પ્રકાર છે. આમાં સૌથી અગત્યનો મુદ્દો જોવા જઈએ તો લગ્નસંસ્કારની બાબતનો છે. લગ્ન કરવાં

કે કુંવારા રહેવું, લગ્ન કરતી વખતે છોકરીની સમ્મતિ લેવી કે નહિ, લગ્ન કર્યા પછી છૂટાછેડા કરવાનો હક આપવો કે નહિ અને આપવો પડે તો તેને કયા કયા કારણસર આપવો જોઇએ વિગેરે મહત્વના પ્રશ્નો આજે સમાજની સન્મુખ આંખો કહાડીને ઉભા છે. એ બધાની ચર્ચા, અંગત હકના વિવેચન પ્રસંગે આપણે કરીશું.

ત્યાર પછી આર્થિક હકોની કક્ષામાં કયી કયી વાતો આવે છે તે આપણે તપાસીએ. પતિ અથવા બીજા નજીકના સગાંની મિલકતનો વારસો લેવાનો હક હોવો, મળેલી મિલકત પર તેનું સ્વતંત્ર સ્વામિત્વ હોવું, વડિલોપાર્જિત મિલકતમાં જન્મસિદ્ધ હક રહેવો, હાથમાં આવેલી મિલકતનો વીલથી વ્યવસ્થા કરવાનો અધિકાર હોવો. અને એ સઘળા અધિકાર

## પુરૂષની કોઇ પણ જાતની હરકત વિના

અથવા હરકત હોય તોપણ અબાધિતપણે ભોગવવા, એનેજ "આર્થિક સ્વતંત્રતા" કહી શકાય. હરરોજની અડચણોનો ઉલ્લેખ આપણે ટૂંકામાં નીચે પ્રમાણે કરી શકીએઃ—

પુત્રીને પુત્ર પ્રમાણે વડિલોપાર્જિત મિલકતમાંથી જન્મસિદ્ધ હક આપવો કે નહિ. તથા ભાભીને ભાઇના જેટલો વારસો મળે કે નહિ, જીંદગી સુધી કુમારિકા રહેનારી પુત્રીના પાલણપોષણની વ્યવસ્થા કુટુંબની મિલકતમાં થાય કે નહિ, લગ્નપ્રસંગે પુત્રી પાછળ થતો ખર્ચ કેટલા પ્રમાણમાં હોવો જોઇએ, વાંકડાની રકમ પર તેની માલિકી હોય કે નહિ, લગ્ન થયાં પછી પતિની મિલકતમાં તેને કેવા હક હોવા જોઇએ, અને પતિના મરણ પછી પતિની મિલકતમાં અથવા પતિના કુટુંબની મિલકતમાં છોકરા જેટલો અથવા છોકરાને અભાવે તેને શું હક મળી શકે, વારસાહ

હકથી અથવા સ્વઉપાર્જિત મિલકતમાં પતિની હયાતિમાં અને પતિના મરણ પછી તેને પૂર્ણ સ્વામિત્વ હોવું જોઈએ કે નહિ ......વિગેરે બાબતો આર્થિક હકોની ચર્ચા કરતી વખતે આપણે તપાસીશું. એટલે આ વિષયના સહેજસાજ વિવેચન પૂરતા બે ભાગ પડશે અને તેજ ધોરણ પર વિવેચન થશે.

× × ×

## કાયદેસર હકોનું અવલોકન

અત્યાર સુધીમાં હિંદુ સ્ત્રીઓને શા શા હકો મળ્યા છે, એ બતાવતાં પહેલાં, તેને અગાઉ શા શા હકો મળ્યા હતા એ બતાવવાની જરૂર છે. એ ઉપરથી ઘણી માર્ગદર્શક હકીકત મળી શકે એમ છે. ઐતિહાસિક દૃષ્ટિએ જોવા જઈએ તો આપણે એમ કહેવું પડશે કે સ્ત્રીઓના હક, ઉન્નતિ અને અધોગતિ એ બન્ને અવસ્થામાંથી જૂદો જૂદો કાળ ઓળંગીને બહાર આવેલા છે.

વેદોના જમાનામાં (એટલે આશરે ૪૦૦૦ વરસ પહેલાં) સ્ત્રીઓને પુરૂષો જેવાજ દરેક બાબતમાં એકસરખા હક હતા. સ્ત્રીઓની આર્થિક અને કુટુંબિક સ્વતંત્રતાની સરસમાં સરસ અવસ્થા વેદકાળની સમાજરચનામાંથી મળી આવે છે. તે સમયે પ્રૌઢ (મોટી ઉમ્મરનાં)

### લગ્ન અને પ્રેમલગ્ન

થતાં. થતાં એટલુંજ નહિ પણ પુનર્લગ્નનો પણ રિવાજ હતો. વળી પતિની મિલકતમાંથી પત્નીને એકસરખો ભાગ મળતો હતો. તેમ પિતાની મિલકતમાંથી પણ છોકરીને છોકરા જેટલોજ હિસ્સો આપવામાં આવતો હતો. જો મિલકત બીજા કોઈને

આપવાની હોય અથવા કોઈ ધર્મકાર્યમાં વાપરવાની હોય તો પતિને પત્નીની સમ્મતિ લેવી પડતી હતી. તેમ તે સમયે પતિ પત્નીને યજ્ઞના અધિકાર પણ એકસરખા આપવામાં આવ્યા હતા.

ત્યાર પછીના સમયમાં સ્ત્રીઓના એ અધિકારમાં થોડી-એક કાપકુપ થઈ. યજ્ઞ કરતી વખતે કેફી પીણું (સોમરસ—દારૂ) સેવન કરવાનો નિયમ હતો. પરંતુ સ્ત્રીઓની કોમળ શરીર-પ્રકૃતિને તે અનુકૂળ આવે તેમ નથી એમ જણાવી તેને

## સોમરસના સેવનથી બાકાત

કરવામાં આવી. "સ્ત્રીઓ પુરૂષો કરતાં ઓછી શક્તિ ધરાવે છે, તેથી તેને સોમરસનો ભાગ આપવો યોગ્ય નથી." આ નિયમ સોમરસ ( દારૂ )ની વહેંચણી પૂરતો હોવા છતાં બૌદ્ધાયન નામના પંડિતે એજ આધાર પર સ્ત્રીઓને મિલકતમાંથી ભાગ મળવો જોઈએ નહિ. એવો એ સૂત્રનો અર્થ કર્યો. તે સમયે અધોગતિમાં ઉતરતા જતા સમાજે બૌદ્ધાયનનું આ પાંડિત્ય શિરસાવંદ્ય માન્યું. અને સ્ત્રીઓના સૂત્રના સ્વતંત્ર હકોની જે કાપકૂપ સમાજે આ પહેલાં અમલમાં મૂકવાની શરૂઆત કરી હતી, તે શાસ્ત્રાધારવાળી છે એવું પણ ઠરાવવામાં આવ્યું. વેદોના જમાનામાં વધારેમાં વધારે હક ભોગવનારી તેજસ્વી સ્ત્રીઓએ પોતાના હક પર થતી આવી કાપકુપ મૂંગે મ્હોંડે કેમ સહન કરી અને તે વખતનો ઉન્નત સમાજ અધોગતિના ઉંડા ખાડામાં કેમ ઉતરતો ગયો, એ પણ એક કોયડોજ છે. પરંતુ એ કોયડાનો ઉકેલ ઘણો સહેલો છે. જ્યારે આર્ય લોકો પોતાનું ઉત્તર (પંજાબ) તરફનું રહેઠાણ બદલી દક્ષિણ તરફ જવા લાગ્યા, ત્યારે તેમને ત્યાંના મૂળ રહેવાશીઓની સાથે ઝગડામાં ઉતરવું પડતું હતું. તેથી પહેલાંના

આચાર વિચાર અને તેના નિયમો તેમને બદલવા પડયા અને પહેલાંની ગુજરાનની ચિંતાને બદલે હવે તેમને શત્રુઓ સાથે

**કેમ સામનો કરવો**

તેની ચિંતા આવી પડી. જેમ જેમ આર્યોનાં ટોળાં દક્ષિણમાં દૂર દૂર ધુસવા લાગ્યાં તેમ તેમ તેમનાં માતૃભૂમિનાં બંધન તૂટતાં ગયાં અને દરેક ટોળું પોતપોતાના રક્ષણનો માર્ગ શોધવા લાગ્યું. તે સમયે સ્ત્રીઓ, લડાઈના કામમાં પુરૂષો કરતાં ઓછી શક્તિવાળી હોવાથી પાછળ પડી. એથી પુરૂષોનું મહત્ત્વ સમાજમાં તથા કુટુંબમાં વધ્યું અને ધીરે ધીરે સ્ત્રીઓ, પુરૂષના આધારે રહેનારી, રક્ષણીય અને દુર્બળ વસ્તુ મનાવા લાગી.

આ સમયથી જ ચૂલો ફુંકવાનું અને છોકરાંઓ ઉછેરવાનું સ્ત્રીઓનું સર્વમાન્ય ગણાતું ધ્યેય અસ્તિત્વમાં આવ્યું હોય એમ લાગે છે. કુટુંબનું અથવા સમાજનું બળ પછી પુરૂષોની

**સંખ્યા પર આધાર**

રાખવા લાગ્યું. એટલે વધારે પુત્રો કેમ ઉત્પન્ન કરવા એ તરફ સૌનું ધ્યાન ગયું; એથી પહેલાંનું એકપત્નીવ્રત જતું રહ્યું. અને તેને બદલે પુરૂષોએ એકથી વધારે પત્ની કરવાનો રિવાજ ચાલુ કર્યો. એટલું જ નહિ પણ જૂના રીતરિવાજોનું અભિમાન ધરાવનારા માણસોને શરમથી નીચું જોવું પડે એવો નિયોગનો* રિવાજ હિંદુ સમાજમાં પેસી ગયો.

અનાર્ય લોકો સાથે શત્રુવટ કેળવી તેમની સાથે હંમેશાં લડનારા આર્ય લોકો જ્યારે ઠેકઠેકાણે વસવાટ કરવા લાગ્યા

*નિયોગઃ વંધ્યા વિધવા પોતાના દિયર સાથે સંબંધ કરી પુત્રો ઉત્પન્ન કરે તેનું નામ નિયોગ.

ત્યારે અનાર્યોના કેટલાક જંગલી રિવાજો જાણ્યે અજાણ્યે તેમનામાં પેસી ગયા. એકથી વધારે પત્ની કરવાનો રિવાજ પણ કંઇક જરૂરને અંગે અને કંઇક અનાર્યોના અનુકરણને લીધે પેસી ગયેલો હોવો જોઇએ. વધારે પત્નીઓ કરવાનું આ પાપ દિવસે દિવસે એટલું બધું વધતું ગયું અને પુત્રોત્પત્તિનો કાર્યક્રમ એટલો હદપાર આગળ વધી ગયો કે આર્ય લોકોએ અનાર્ય સ્ત્રીઓને ઘરમાં ઘાલવા માંડી અને શાસ્ત્રે પણ અનુલોમ (ઉચ્ચ કુળનો વર ને નીચ કુળની સ્ત્રીનું લગ્ન, તે અનુલોમ લગ્ન.) વિવાહ પર સહી સિક્કા કરી આ અનાચારને સમ્મતિ આપી. યજ્ઞયાગ કરનારા આર્યલોકો તે સમયે પણ હોમહવનાદિ કરતા હતા. પરંતુ સ્ત્રીઓનો યજ્ઞમાં ભાગ લેવાનો જે અધિકાર હતો, તે આ જ ગાળામાં નાશ પામ્યો અને સ્ત્રીઓ દરેક રીતે પરાધીન બની. એટલું જ નહિ પણ તેને

## પુરૂષની મિલકત તરીકે

ગણવામાં આવી. લગ્નના જૂદા જૂદા આઠ પ્રકારથી અને નિયોગની શરમભરેલી પદ્ધતિથી સ્ત્રીઓની કેવી અધમ કલ્પના તે સમયના ધર્મગ્રંથોમાં રૂઢ થવા પામી હતી તે આ ઉપરથી વાંચકો સહેજે સમજી શકે તેમ છે. મિલકત ઉપરના સ્ત્રીઓના હક આ પહેલાં નાબુદ કરવામાં આવ્યા હતા. છતાં સ્ત્રીધનની જે થોડી ઘણી કલ્પના જીવતી રહી હતી, તેનો અર્થ શાસ્ત્રકારોએ એટલો એટલો બધો સંકુચિત કરી નાંખ્યો કે વહેવારમાં એ કલ્પનાનું ઝાઝું મહત્વ રહે જ નહિ.

ત્યાર પછીનો કાળ તે સ્મૃતિઓનો કાળ. (એટલે જે અરસામાં સ્મૃતિઓ રચાઇ તે.) જુદી જુદી સ્મૃતિમાં એકજ આચાર માટે જુદો જુદો તોડ–રજા કે મનાઇ–જોવામાં આવે છે; અને એકજ સ્મૃતિ ગ્રંથમાં એક બીજાના વિરોધી નીતિ–નિયમો જોઇતા પ્રમાણમાં

મળી આવે છે. એનો અર્થ એજ હોવો જોઇએ કે તે સમયનો હિંદુ સમાજ અજ્ઞાન તેમજ પછાત હોવો જોઇએ. આવા સમાજ માટે કાયદો ઘડવાનો સ્મૃતિકારોએ પ્રયત્ન કર્યો ખરો. પણ તેમનાથી નીતિનિયમોનાં ઉંચાં નીચાં પલ્લાંને એકસરખાં રાખી શકાયાં નહિ. કંઇક ચાલુ રીતિ–રિવાજ, તો કંઇક ભેળ-સેળવાળા નીતિતત્ત્વોનો

## શંભુમેળો

કરી તેમને સ્મૃતિગ્રંથો લખવા પડયા. એથી જ સ્મૃતિગ્રંથોમાં સ્ત્રીઓ સંબંધી જે અનુદાર કલ્પના રજુ થયેલી જોવામાં આવે છે, તે સ્મૃતિકાળની સમાજસ્થિતિનું આપણને સારામાં સારૂં ભાન કરાવે છે.

સ્ત્રીઓને કાયમ માટે નાલાયક ઠેરવવાની અથવા તેની અધોગતિ કરવાની ઇચ્છા, સ્મૃતિકારોની હોય એમ જણાતું નથી. કારણ કે તેમણે કોઇ કોઇ બાબતમાં ભુલાઈ ગયેલાં વૈદિક કાળનાં તત્વો ફરી સજીવન કર્યાં છે. તેમજ બહુ સ્ત્રીઓ કરવાના રિવાજનો તેમણે બનતો વિરોધ કર્યો છે; અને સ્ત્રી વાંઝણી હોય, કર્કશા હોય તથા રોગી હોય, તોજ તેના પતિએ બીજું લગ્ન કરવું એવું તેમણે કહ્યું છે. હિંદુ સમાજમાં આ પહેલાં બાળલગ્નો શરૂ થઇ ચૂક્યાં હતાં. તો પણ વયમાં આવ્યા છતાં જો માબાપ છોકરીનાં લગ્ન યોગ્ય વરની સાથે કરી ન આપે તો કન્યાએ પોતાની જાતે પતિ પસંદ કરીને લગ્ન કરવાં, એમ જુના સ્વયંવરની અને ચાલુ બાળલગ્નની તેમણે ભેળસેળ કરી નાંખી છે. વધુપરીક્ષા જેવીજ તેમણે વરપરીક્ષામાં આંટી મૂકી છે. કુળ, શીલ, વિદ્યા, શરીર તથા વય એ દરેક બાબતમાં

## યોગ્ય હોય એવા વરનેજ

પોતાની પુત્રી આપવી; અને એવો યોગ્ય વર ન મળે તો તેને

ખુશીથી જીંદગી સુધી કુંવારી રાખવી એવો કડક નિયમ તેમણે બાળલગ્નની હિમાયત કરનારા પ્રૌઢો માટે કર્યો હતો. આવો નિયમ કર્યા પછી પણ તેમણે જાણીજોઇને કે અજાણપણે અયોગ્ય વરની સાથે કન્યાનાં લગ્ન થયાં હોય અથવા કંઇ બીજું કારણ હોય તો તે પતિને તજીને બીજાની સાથે ફરી વિધિ પ્રમાણે લગ્ન કરવાનો હક સ્ત્રીઓને આપ્યો. તેમની આ યોજના હમણાંના છૂટાછેડામાં રૂપાંતર થવા પામી છે. વળી સ્ત્રીધનને પણ ફરી તેમણે જીવિતદાન આપ્યું હતું. સ્ત્રીધનના જૂદા જૂદા પ્રકાર કરીને તેમણે સ્ત્રીઓના હક, થોડા ઘણા ફેરફાર સાથે ફરી સ્વીકાર્યા અને પતિ અથવા પિતાનો વારસો પુત્ર અથવા ભાઇના અભાવે સ્ત્રીને મળે એવું નક્કી કર્યું. એકંદર રીતે જોતાં અધોગતિના ઉંડા ખાડામાં પડતાં હિંદુ સમાજને તેમણે હાથ પકડીને બહાર કહાડ્યો નહિ; પરંતુ તેને ઉન્નતિના [illegible] રસ્તા પર લાવી મૂકવાનું કાર્ય કર્યું. એમ ખુશીથી કહી શકાય ખરૂં.

ત્યાર પછીનો કાળ ટીકાકારોનો કહેવાય છે. સ્મૃતિકારોએ અને તેમાં મુખ્ય કરીને યાજ્ઞવલ્ક્ય સ્મૃતિએ જે ઉદારમતવાદી પંથ શરૂ કર્યો, તે પંથનો વિસ્તાર તત્વોની તપશીલથી તથા અનુયાયીઓની સંખ્યાથી કરવા માટે જે સ્વતંત્ર સંપ્રદાય સ્થાપક ટીકાકારો આગળ પડી આવ્યા તેમાં મિતાક્ષરા ગ્રંથનો લેખક વિજ્ઞાનેશ્વર તથા દયાભાગ ગ્રંથનો લેખક જીમૂતવાહન મુખ્ય છે. એ બે તેજસ્વી ટીકાકારોએ સ્ત્રીજાતિ પર હંમેશનો ઉપકાર કર્યો છે. જો દયાભાગ અને મિતાક્ષરા એ બે ગ્રંથોમાં સ્ત્રીઓ સંબંધી સઘળાં તત્વો એકઠાં કરીએ અને તે અમલમાં મૂકીએ તો સ્ત્રીઓના આર્થિક હકની એવી

### સરસ યોજના

તૈયાર થાય કે તે આપણી હમણાંની ઇચ્છાઓ બર લાવે. એટ-

ક્ષુંજ નહિ પણ હવે પછીનાં સો દોઢસો વરસ પછીનીય આકાંક્ષા પૂરી થાય. એ સમયે કૌટુંબિક હકનો દાવો પાછળ પડ્યો અને સ્મૃતિકાળ પહેલાં નાશની જે નિશાનીઓ જણાતી હતી, તે સ્મૃતિકારોથી અટકાવી શકાઇ નહિ. કારણ કે સ્મૃતિકારોએ કુટું-બિક હક સજીવન કરવા માટે જે ઉત્તેજન આપ્યું, તે ઉત્તેજન અને હક એટલી ઝડપથી નાશ પામી ગયાં કે આજ તેનું નામ નિશાન પણ જણાતું નથી! કુટુંબિક હક માટે આજની પરિ-સ્થિતિ એકજ શબ્દમાં વ્યક્ત કરવી હોય તો "પરાધીનતા!" શબ્દનો ઉપયોગ કરવો. એટલે બધું આપોઆપ સમજાઇ જશે!

× × ×

## સ્ત્રીઓના કાયદેસર હક

અત્યાર સુધીમાં કાયદાએ સ્ત્રીઓના કયા કયા હક કબૂલ રાખ્યા છે, તે હવે આપણે જોઈએ. વિષયના વિવેચનમાં દરેક હક માટે વિસ્તારથી લખવાનું છે. એટલે અહિં ટૂંકામાં એ વિશે વિવેચન કરવામાં આવ્યું છે.

પહેલાં આપણે કૌટુંબિક હકો તપાસીએ. નાહાન છોકરીનું લાલનપાલન અને કન્યાદાન કરવાનો હક તેના પિતાનો છે. લગ્ન કરતી વખતે છોકરીની સમ્મતિ લેવાની જરા પણ જરૂર નથી. અને તેની સમ્મતિ હોય કે ન હોય; પણ વડીલ માણસે ગમે તેની સાથે તેનાં લગ્ન કર્યાં એટલે તે લગ્ન વજ્રલેપ જેવાંજ સમજી લેવાનાં! પતિમાં વય, વિદ્યા, શીલ, સ્વરૂપ એમાંની કોઇ પણ વસ્તુ હોય કે ન હોય, તેનો કંઇ બાધજ નહિ. એટલે ગમે તેવા વરની સાથે છોકરીનાં લગ્ન કરી નાંખવાનો બાધ અપત્ય–લોભ સિવાય બીજી કોઈ પણ વાતમાં આવી શકતો નથી. વળી લગ્નસંબંધ એક વખત થયા એટલે મરણ સિવાય બીજા કોઇ કારણથી તે તૂટતા નથી. પતિનું નપુંસકપણું, ધર્માંતર,

નિર્દયતા, વ્યભિચાર, નીચ વર્તન, અસાધ્ય રોગ અથવા કામમનું રોગીપણું વિગેરે કોઇ પણ કારણથી લગ્ન તોડી નાંખવાનો અને બીજાની સાથે ફરી લગ્ન કરવાનો હક વિવાહિતા સ્ત્રીને હોતો નથી. લગ્ન થતાંની સાથે તેનું પાલકત્વ તેના પતિના હાથમાં જાય છે. અને અજ્ઞાન અથવા સજ્ઞાન સ્થિતિમાં તેની સ્વતંત્રતા ઓછી કરવાનો હક તેના પતિને હોય છે. પતિ ગમે તેટલી પત્નીઓ કરે, ગમે તેવો અનાચાર કરે, છતાં પત્નીથી તેમાં કોઇ પણ જાતનો વાંધો લઇ શકાતો નથી.

હવે આપણે આર્થિક હકનો વિચાર કરીએ. છોકરીનાં લગ્ન થતાં સુધી તેને વડીલોની મિલકતમાંથી અન્ન, વસ્ત્ર મળે છે. અને કુટુંબની શક્તિ પ્રમાણે તેનાં લગ્ન વખતે ખરચ કરવામાં આવે છે. છતાં પિતાની મિલકતમાંથી તેને છોકરા જેટલો વારસા-હક કદિ પણ મળતો નથી. વળી લગ્ન થયાં પછી તેની સ્થિતિ સારી હોય કે માઠી હોય અથવા તે તદ્દન નિરાધાર વિધવાની સ્થિતિમાં હોય તોપણ પિતાની મિલકતમાંથી તેને અન્ન, વસ્ત્ર મેળવવાનોય હક નથી. જો તેનો પિતા વિભક્ત હોય અને પુત્ર વિના મરણ પામ્યો હોય તો તેને પિતાનો વારસો મળે છે. લગ્ન થયાં પછી તેને પતિ પાસે અન્ન, વસ્ત્ર માંગવાનો હક મળે છે. પરંતુ એ હકનો તેના પતિની મિલકત પર બોજો પડતો નથી. પતિના દેવામાં મિલકત હરાજ થાય અથવા વેચાણ થાય, તોપણ તેનું કંઇ ચાલતું નથી. પતિની કમાણીમાંથી તેને કોઇ પણ જાતનો હક મળતો નથી. પરંતુ વિવાહિત સ્થિતિમાં બીજાઓ તરફથી બક્ષિસ મળેલી હોય અથવા તેણે કોઇ મિલકત જાતે સંપાદન કરી હોય, તોપણ પતિની સમ્મતિ સિવાય તે મિલકતની વ્યવસ્થા તેનાથી થતી નથી. પતિના મરણ બાદ તેની મિલકતમાંથી તેને અન્ન, વસ્ત્રની રકમ મેળવવાનો હક પહોંચે છે. જો પતિના મરણ

સમયે પતિ વિભક્ત હોય, તેને અને પુત્ર ન હોય, તો તે વખતે પતિની મિલકત તેને વારસાના હકથી મળે છે. આવી જે મિલકત વારસા હકથી તેના હાથમાં આવે છે, તે મિલકત પર તેની માલિકી મર્યાદિત હોય છે. એટલે એ મિલકતની ઉત્પન્નનોજ તે ભોગવટો કરી શકે છે.

પોતાના પોષણ માટે, પતિની ઉત્તરક્રિયા માટે, કુટુંબની કન્યાનાં લગ્ન માટે અને મિલકતના સંરક્ષણ માટેજ એ મિલકત ગીરો કે વેચાણ આપવાનો તેને અધિકાર છે. એ મિલકત તેના મરણ પછી તેના પતિનો ચૌદમી પેઢી સુધીનો જે વારસ હોય, તેને મળે છે. જો એકત્ર કુટુંબમાં તેનો પતિ પુત્ર વિના મરણ પામે છે, તો તેના બીજા ભાઇઓ મરનારની મિલકત લે છે અને તેને કુટુંબમાંથી ફક્ત અન્ન વસ્ત્ર મળે છે. પતિનું અથવા કુટુંબનું પોતીકું ઘર હોય તો તેને એ ઘરમાં મરતાં સુધી પડી રહેવાનો હક રહે છે. તેના ભરણપોષણનો અગર તેના રહેવાના હકનો બોજો એ મિલકતની સાથે કંઇ પણ સંબંધ ધરાવતો નથી. એ મિલકત જ્યારે કોઇ વેચાતી લે છે, ત્યારે તેના હક નષ્ટ થાય છે. વળી તેના અન્ન વસ્ત્ર માટે અમુક હદ નક્કી કરેલી હોય છે. પતિની હયાતિમાં તે જે સ્થિતિમાં રહેતી હોય તે સ્થિતિ પૂરતું અગર તેના પતિને હિસ્સે જે મિલકત આવી હોય અને તેનું જે ઉત્પન્ન આવતું હોય, તેટલુંજ તેને આપવામાં આવે છે. આવી રીતે ટુંકામાં હિંદુ સ્ત્રીઓના કુટુંબિક તથા આર્થિક હક હાલના કાયદાએ નક્કી કર્યા છે.

× × ×

## અન્ય સ્ત્રીઓના કાયદેસર હક

પર ધર્મની સ્ત્રીઓના કાયદેસર હક શા શા છે, તેની ટુંકામાં

આ ઠેકાણે નોંધ લીધી હોય તો તે અસ્થાને ગણાશે નહિ. વળી એમ કરવાથી હિંદુ સ્ત્રીઓના હકની સરખામણી કરવાનું કામ પણ સુગમ થઇ પડે તેવું છે. પહેલાં આપણે હિંદુસ્તાનના જુદા જુદા ધર્મોમાં સ્ત્રીઓને શા શા હક આપવામાં આવ્યા છે, તે જોઇએ.

## મુસલમાન સ્ત્રીઓના હક

મુસલમાન સ્ત્રીઓના કુટુંબિક હક આ પ્રમાણે છે: લગ્ન એ કરાર હોવાથી, લગ્નમાં તેની સમ્મતિની જરૂર છે. પરંતુ એ અજ્ઞાન હોય તો તેની વતી તેનો પાલક એવી સમ્મતિ આપી શકે છે. કેવળ અજ્ઞાનાવસ્થામાં લગ્ન થયાં હોય અને તે તેને પસંદ ન હોય, તો ઉંમરલાયક થતાં તે લગ્ન નાકબુલ કરવાનો હક, કાયદાએ તેને આપ્યો છે. એકી વખતે ચાર કરતાં વધારે સ્ત્રીઓ પરણવાનો હક તેના પતિને હોતો નથી. પતિની મરજીમાં આવે તો ત્રણ વાર "તલ્લાક" શબ્દ બોલી તે પોતાની પત્નીનો છેડો ફાડી આપે છે. છૂટાછેડા માંગવાનો હક મુસલમાનોના ધર્મમાં સ્ત્રીઓને આપવામાં આવ્યો નથી. આર્થિક હક માટે બોલવા બેસીએ તો એવું બેલાશક બોલી શકાશે કે વારસો, વાંકડો અગર પોતાની જાતે સંપાદન કરેલી કે કોઇ પણ કાયદેસર પોતે મેળવેલી મિલકત પર તેનો સંપૂર્ણ અધિકાર હોય છે. એટલે તે પોતાની ઇચ્છા પ્રમાણે મિલકતની વ્યવસ્થા કરી શકે છે.

મુસલમાની ધર્મમાં શિયા અને સુનાઇ, એવા બે સંપ્રદાયો છે. અને તેના વારસાના હક અને હિસ્સા જૂદા જૂદા છે. મુસલમાની ધર્મમાં અવિભક્ત કુટુંબપદ્ધતિ માન્ય રાખવામાં આવી નથી. બન્ને સંપ્રદાયની સ્ત્રીઓને, છોકરીઓને તથા મા, દાદી અને બહેનને તેમને ઠરાવેલા હિસ્સા, મરનાર પાછળ રહેલી મિલકતમાંથી મળે છે. જો છોકરો હોય તો સ્ત્રીને આઠમો,

નહિ તો ચોથો; છોકરો હોય તો માને છઠ્ઠો, નહિ તો ત્રીજો; દાદો ન હોય તો દાદીને છઠ્ઠો, ભાઇ ન હોય તો છોકરીને અડધો અને ભાઇ હોય તો ભાઇને નિમ્મે, અને બહેનને સગો ભાઇ ન હોય તો અડધો, એ પ્રમાણે વારસાના હકથી મિલકત મળે છે. લગ્ન પ્રસંગે પતિ તરફથી મળેલી મિલકતને "જોહેર" કહેવામાં આવે છે. અને "જોહેર"ની બાબત મુસલમાન સ્ત્રીઓની નજરે મહત્વની ગણાય છે. લગ્ન વખતે વાંકડા પ્રમાણે મુસલમાન સ્ત્રીઓ જોહેરની રકમ અડાવીને નક્કી કરે છે. અને એ જોહેરની રકમ રોકડી અગર કોઇ અમુક પ્રસંગે આપવાની ઠરે છે, ત્યારે તે રકમ હાથમાં આવ્યા સિવાય હું લગ્નના કરાર પાળતી નથી એવું તે પોતાના પતિને કહી શકે છે. આ જોહેરની રકમ એક કરજ જેવી ગણાય છે. અને મરનારની મિલકતમાંથી તે આપ્યા પછી જ બાકી રહેલી મિલકત વારસોને મળે છે.

## પારસી સ્ત્રીઓના હક

પારસીઓમાં લગ્નને કરાર ગણવામાં આવે છે. એટલે વર કન્યાની સંમતિ લગ્ન વખતે જરૂર લેવાય છે. લગ્ન વખતે કન્યાની સમ્મતિ લેવાય તો છે જ. પરંતુ તે પોતાના વર પાસેથી છૂટાછેડા કે ફારગતી પણ લઇ શકે છે. પતિ પર ધર્મ સ્વીકારે, બીજી સ્ત્રી સાથે લગ્ન કરે, વ્યભિચાર કરે કે નિર્દયતા દાખવે અગર તે પત્નીનો ત્યાગ કરે તો પારસી સ્ત્રીને પોતાની ઇચ્છા પ્રમાણે છૂટાછેડા અગર ફારગતી મળી શકે છે. તેનું વ્યક્તિસ્વાતંત્ર્ય સંપૂર્ણ હોય છે. વળી પારસી સ્ત્રીઓ પોતાને ભાગે આવેલી મિલકત પણ સંપૂર્ણ અધિકારથી ભોગવે છે. વારસા હકથી, લગ્નની પહેરામણીથી, લગ્નની વ્યવસ્થાથી, બક્ષિસથી તથા જાતકમાઇથી તેને ઘણું કરીને મિલકત મળે છે. લગ્નની પહેરા-

મણી અગર છોકરીએ લગ્ન પ્રસંગે લીધેલી રકમ અને લગ્નની વ્યવસ્થા એ બધું તેની મરજી પ્રમાણે થાય છે. કારણ કાયદાએ તેની હદ નક્કી કરી નથી.

હવે વારસાના હકો જોઇએ. મરનાર પાછળ છોકરાના ચાર ભાગ, વિધવાને બે ભાગ અને છોકરીને એક ભાગ, એ પ્રમાણે વારસા હકનો તેમનામાં રિવાજ છે. છોકરો અગર છોકરી ન હોય પણ મરનારનાં માબાપ અગર નજીકનાં બીજાં સગાં હોય તો વિધવાને અડધી મિલકત મળે છે. માને વારસોના અભાવે ભાગ મળે છે અને બાપ જીવતો હોય તો બાપનો અડધો ભાગ માને મળે છે. પારસી ગૃહસ્થને પોતાની પત્ની, પુત્રી અને માનું ભરણપોષણ કરવું પડે છે.

## હિંદી ખ્રિસ્તી સ્ત્રીઓના હક

હિંદુસ્તાનના ખ્રિસ્તી લોકોના હક જુદા જુદા કાયદાથી નક્કી કરવામાં આવ્યા છે. તેમનો ધર્મ ખ્રિસ્તી હોવા છતાં એક ધર્મના જોર ઉપર તેમને કુટુંબિક હક ખુદ અંગ્રેજ લોકો જેવા મળતા નથી. પરંતુ તેમને કેટલાક હક જૂદા જૂદા કાયદાઓ ઘડી આપવામાં આવ્યા છે. એ કાયદામાં લગ્નને કરાર તરીકે ગણવામાં આવ્યો છે. એટલે તેમાં છોકરીની સંમતિ હોવી જોઇએ, એ કહેવાની જરૂર નથી. લગ્ન થયા પછી પણ સ્ત્રી પતિ પાસેથી છુટાછેડા મેળવી શકે છે. તેનાં કારણ નીચે પ્રમાણે છેઃ પતિએ પર ધર્મ અંગીકાર કર્યો હોય, બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યાં હોય, વ્યભિચાર કર્યો હોય, બળાત્કાર કર્યો હોય, તે પશુવૃત્તિનો કે નિર્દય હોય અગર તેણે પત્નીનો ત્યાગ કર્યો હોય તો છૂટાછેડા પછી તેને પતિની મિલકતમાંથી ખોરાકી પોષાકી માટે એકદમ અગર વાર્ષિક હપ્તાથી મળી શકે છે. મિલકત પર ખ્રિસ્તી સ્ત્રીઓનો

સંપૂર્ણ અધિકાર સ્વીકારવામાં આવ્યો છે. પુરૂષને પોતાની મિલકતનું વીલ કરવાનો પૂરેપૂરો હક છે. એટલે વીલ કર્યું ન હોય તો તેના મરણ પછી તેની વિધવાને ત્રીજો ભાગ અને તેનાં સંતાનોને બાકીના બે ભાગ મિલકતમાંથી મળે છે. સંતાન ન હોય તો વિધવાને અડધો ભાગ અને મરનારના બીજા નજીકના સગાઓને નીમે ભાગ આપવામાં આવે છે. છોકરીને પિતાની મિલકતમાંથી છોકરા પ્રમાણે જ ભાગ મળે છે. એટલુંજ નહિ પણ મરેલી છોકરીના છોકરાઓને પણ તેની માનો ભાગ મળી શકે છે. વળી બ્હેનને ભાઇ જેટલો વારસા હક મળે છે. પોતાનાં બાળકો અને પત્નીનું ભરણપોષણ કરવાની જવાબદારી દરેક ખ્રિસ્તી ગૃહસ્થને માથે હોય છે.

## અંગ્રેજી સ્ત્રીઓના હક

અંગ્રેજો આખી દુનિયામાં જુનાના હિમાયતી તરીકે જગજાહેર છે. દુનિયામાં ઠેરઠેર સુધારા થઇ ગયા પછી કોઇએ સમાજસુધારાનાં પગલાં ભર્યાં હોય તો તે ઇંગ્લાંડે ભર્યાં છે. ઇંગ્લાંડમાં સ્ત્રીઓના હક કશા જ ન હતા. છતાં હમણાં તે સંપૂર્ણ વિકાસને પામ્યા છે. સન ૧૯૨૫માં લોર્ડ બર્કનહેડે પોતાના અમલ દરમ્યાન જુદા જુદા કાયદા ઘડી ઇંગ્લાંડની સ્ત્રીઓની વ્હાર કરી હતી. તેણે મોટા છોકરાને મિલકત આપી દેવાનો નિયમ રદ કર્યો અને મરનારના બધા છોકરાઓને એક સરખો ભાગ આપવાનું જાહેર કર્યું. એથી વિવાહિતા સ્ત્રીઓનું પોતાની મિલકત પરનું પરાધિનપણું નાશ પામ્યું અને આજે તે સંપૂર્ણ અધિકાર ભોગવતી થઇ છે. આવો મોટામાં મોટો ફેરફાર અંગ્રેજી કાયદામાં થવા પામ્યો છે. અંગ્રેજો લગ્નને કરાર તરીકે માને છે. એટલે તેમાં છોકરીની સમ્મતિ લેવામાં આવે છેજ. લગ્ન થયા પછી તેને પતિના ધર્માંતર, ત્યાગ, વ્યભિચાર,

નિર્દયતા, પર સ્ત્રી સાથે લગ્ન, પશુવૃત્તિ, બળાત્કાર વિગેરે કારણો-સર છૂટાછેડા અગર ફારગતી માગવાનો હક પ્રાપ્ત થાય છે. પહેલાં તો એકલાં વ્યભિચારથીજ છૂટાછેડા થઇ શકતા, પણ તેની સાથે પતિની નિર્દયતા હોવી જોઇએ.

છેલ્લા થયેલા સુધારાઓમાં એવું સ્વીકારવામાં આવ્યું છે કે પતિનો વ્યભિચાર છૂટાછેડાને માટે પૂરતો છે. કારણ વ્યભિચારમાં નિર્દયતાની વાત હોય છેજ. વારસાહક સંબંધી જોતાં તે સ્ત્રી અને પુરૂષને એક બીજાની મિલકત વારસા હકથી લેવાનો નિયમ એકજ સરખો છે. એટલે જે નિયમ વિધવાને લાગુ પડે છે તેજ નિયમ વિધૂરને પણ લાગુ પાડવામાં આવ્યો છે.

મરનારનું દેવું પતાવ્યા પછી જે મિલકત રહે તેમાંથી તેની વિધવાને બધી જંગમ મિલકત મળે છે. એ ઉપરાંત તેને પાંચ ટકાનું વ્યાજ મળી રહે તેટલા માટે એક હજાર પૌંડ જૂદા કહાડવામાં આવે છે. જો મરનારને સંતાન ન હોય તો બચેલી મિલકતની બધી ઉપજ અને સંતાન હોય તો મિલકતની અડધી ઉપજ તેને જીંદગી સુધી મળે છે. મરનારને જો માબાપ, ભાઇબ્હેન, દાદો કે કાકો હયાત ન હોય તો બધી મિલકત તેને સંપૂર્ણપણે મળે છે. છોકરીની માનો તથા બાપનો વારસો ભાઇના જેટલોજ આપવામાં આવે છે. પત્ની તથા સંતાનોનાં ભરણ-પોષણની પૂરેપૂરી જવાબદારી દરેક અંગ્રેજ ગૃહસ્થને માથે હોય છે. છૂટાછેડાનો દાવો માંડ્યો ત્યારથી દાવાનો ખરચ, દાવો ચાલુ હોય ત્યારે પોતાની તથા પોતાનાં બાળબચ્ચાંની ખોરાકી પોષાકી, છૂટાછેડા મળ્યા પછી ઉચ્ચક અથવા વાર્ષિક રકમ તરીકે તેના પતિ પાસેથી તેને અપાવવામાં આવે છે.

× × ×

## વારસાનો કાયદો

સરકારે વારસાનો કાયદો ઘડયો છે અને તે હિંદુ, મુસલમાન, અને ખ્રિસ્તી સિવાય બીજી બધી જાતોને લાગુ પડે છે. આ કાયદાનું નામ "ઇંડિયન સકસેશન એક્ટ" એવું રાખવામાં આવ્યું છે. એ કાયદાનો ઇતિહાસ એવો છે કે જ્યારે હિંદુસ્થાનનો રાજકારભાર કંપની સરકાર પાસેથી ઇંગ્લાંડની સરકારે પોતાના હાથમાં લીધો, ત્યારે દરેકને લાગુ પડે તેવો વારસા હકનો કાયદો ઘડવાના હેતુથી આ કાયદો ઘડાયો. અને તે હિંદુ, મુસલમાન, શીખ, જૈન વિગેરે સઘળી કોમોને લાગુ પાડવાનો સરકારનો વિચાર હતો. ગુન્હાની સજા કરનારો ફોજદારી કાયદો જેવી રીતે સઘળી કોમોને એક સરખા લાગુ પડે છે, તેવી રીતે આ કાયદો પણ દરેક કોમોને લાગુ પાડી વારસા હકનો નિર્ણય કરવો એવો સરકારનો હેતુ હતો. પરંતુ એવામાં સત્તાવનનો બળવો જાગ્યો એટલે આ કાયદો સરકારે આગળ ઉપર મુલતવી રાખ્યો. ત્યાર પછી કેટલાંક વર્ષ બાદ આ કાયદો હિંદુ, મુસલમાન અને ખ્રિસ્તી સિવાયની બીજી બધી કોમોને લાગુ કરવામાં આવ્યો. મહારાણી વિકટોરિયાનાં જાહેરનામામાં એક એવું અભયવચન આપવામાં આવ્યું હતું કે હિંદુસ્થાનની કોઇ પણ કોમના કુટુંબિક હકમાં અને તેના કાયદામાં સરકાર હાથ ઘાલશે નહિ. આવા અભય વચનની તે વખતે જરૂર હતી અને એ અભય વચન ઉપરથીજ સરકારે સામાજિક સુધારા માટે બેપરવાઈ દાખવવાની શરૂઆત કરી. આ ઇંડિયન સકસેશન એકટ વખતોવખત બદલાયો અને સન ૧૯૧૬માં તેણે વારસા હક સંબંધી નીચે પ્રમાણે ઠરાવ્યું.

### મિલકતના હિસ્સાની ગણત્રી

જો મરનારની પાછળ તેમની વિધવા તથા સંતાનો હયાત

હોય તો મિલ્કતનો ત્રીજો ભાગ વિધવાને અને એ ભાગ તેનાં સંતાનોને મળે છે. મરનારને સંતાન ન હોય અને તેની મિલકત પાંચ હજાર રૂપિયા અંદરની હોય તો બધી મિલકત તેની વિધવાને મળે. પરંતુ જ્યારે મિલ્કત પાંચ હજારથી વધારેની હોય ત્યારે મરનારની મરણની તારીખથી દર વરસે ૪ ટકાના વ્યાજ લેખે રૂપિયા પાંચ હજારનું વ્યાજ આવે તેટલી મિલકત મરનારની મિલકતમાંથી તેની વિધવાને મળે. વિધવાના ભરણ-પોષણની વ્યવસ્થા, તેને મળેલી પાંચ હજારની મિલકત સિવાય, બીજી રહેલી મિલકતમાંથી પણ થઇ શકે. એ સિવાય, જે મિલકત રહી હોય, તે તેની વિધવા તથા મરનારના નજીકના સગાઓ સરખે ભાગે વહેંચી પણ લઇ શકે. જો નજીકનાં સગાં કોઇ ન હોય તો મરનારની બધી મિલકત તેની વિધવાને મળે. છોકરીને છોકરા જેટલોજ ભાગ બાપની મિલકતમાંથી આપવામાં આવે. એટલુંજ નહિ પણ પહેલાં મરણ પામેલી છોકરીના છોકરાઓને પણ તેની માનો હિસ્સો મળે. કુટુંબિક હકો માટે છૂટાછેડાનો જે કાયદો હિન્દુસ્થાનની સરકારે ઘડયો છે, તે પણ તમને લાગુ પડે છે. પતિની ક્રુરતા, નપુંસકપણું, અવગણના, ધર્માંતર, પુનર્લગ્ન, વ્યભિચાર એ પૈકીના કોઇ પણ કારણ માટે તેની સ્ત્રીને છૂટાછેડાનો લાભ મળી શકે છે. પારસી લોકોને પણ કોઇ કોઇ અંશે ઇંડીયન સકસેશન એકટ લાગુ પાડવામાં આવ્યો છે.

\+ \+ \+

## રજીસ્ટર લગ્નમાં સ્ત્રીઓના હક

ધાર્મિક વિધિ પ્રમાણે લગ્ન ન કરતાં રજીસ્ટર પદ્ધતિએ લગ્ન કરવાની રીત, કેટલાંક વરવધૂ અમલમાં મૂકે છે, એ વાત

ઘણા માણસોની હવે તો જાણમાં હશેજ. હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે ગોત્ર અથવા જ્ઞાતિનું બંધન હોય છે, અને એ બંધન દૂર કરવા માટે આવાં રજીસ્ટર લગ્ન કરવામાં આવે છે. એ કાયદો "સ્પેશીયલ મેરેજ એકટ" ના નામે ઓળખાય છે. અત્યાર સુધી એવું બનતું હતું કે નોંધાવીને અથવા રજીસ્ટર પદ્ધતિથી લગ્ન કરવાં હોય તો પરણનાર જોડાએ એવું જાહેર કરવું પડતું હતું કે અમે હિંદુ ધર્મ પાળતાં નથી. પરંતુ આ કાયદામાં હવે એવો સુધારો કરવામાં આવ્યો છે કે પોતાનો ધર્મ (હિંદુ, મુસલમાન, જૈન, વિગેરે) કાયમ રાખી આ કાયદાનો લાભ જ્યારે મરજીમાં આવે ત્યારે લઇ શકાય છે. હવે આ સ્પેશીયલ મેરેજ એકટના આધારે જે લગ્નો નોંધાય છે તે લગ્નોના શા શા હકો કાયદાએ કબૂલ રાખ્યા છે તે આપણે તપાસીએ.

## હકોમાં મોટો ફરક

આમાં લગ્ન કાયદેસર ગણવામાં મુખ્ય ચાર બાબતો સામેલ કરવામાં આવી છે. વરની પહેલી સ્ત્રી અથવા વહુનો આગલો પતિ જો જીવતો હોય તો આ લગ્ન થઇ શકતાં નથી. સ્ત્રીની ઉમ્મર ૧૪ અને પુરૂષની ઉમ્મર ૧૮ કરતાં ઓછી હોવી જોઇએ નહિ. બન્ને જણાં લગ્નવિધિને સમ્મતિ આપવાને અસમર્થ એટલે એકવીસ વરસ કરતાં ઓછી ઉમ્મરનાં હોય તો તેમના કાયદેસર વાલીઓની એ લગ્ન માટે સમ્મતિ હોવી જોઇએ. વળી આ લગ્ન સંબંધને આડે આવે એવું નજીકનું સગપણ હોવું જોઇએ નહિ. આ કાયદા પ્રમાણે લગ્ન નોંધાવવાથી કુટુંબિક અને આર્થિક હકોમાં મોટો ફરક પડે છે. આ વાત હજી ઘણા લોકોની જાણમાં આવી નથી. નહિ તો હિંદુ ધર્મશાસ્ત્રમાં સુધારો કરવાની ન્યાયી માંગણી, બેપર્વાહ, રૂઢિચુસ્ત

હિંદુ સમાજ આગળ ન કરતાં, હવે પછી દરેક યુવક યુવતિએ પોતાનાં લગ્નો સ્પેશીયલ મેરેજ એક્ટ પ્રમાણેજ કરવાં એવી હિલચાલ આપણા સુધારકોએ અત્યાર પહેલાં કયારનીયે ઉપાડી લીધી હોત.

## આજ પદ્ધતિએ લગ્ન કરો !

કાયદા પ્રમાણે થયેલાં લગ્નો, છૂટાછેડાનાં બતાવેલાં કારણોથી રદ પણ થઇ શકે છે. બન્નેમાંથી એક પણ વ્યભિચારી, ક્રુર, પશુવૃત્તિવાળો, કુત્સિત અને રોગી હોય, અથવા એકે બીજાનો ત્યાગ કર્યો હોય તો તેને છૂટાછેડા મળી શકે છે. પરંતુ આ કાયદા પ્રમાણે લગ્ન થયા પછી પતિપત્નીની હયાતિમાં એક બીજાએ પોતાનાં લગ્ન રદ ન કર્યાં હોય તો તેમનાથી પુનર્લગ્ન થઇ શકતાં નથી; અને જો તે કરે છે તો તેમને કાયદા પ્રમાણે સજા થાય છે. એટલે છૂટાછેડાની સવડ તથા અનેક સ્ત્રીઓ કરવાનો અટકાવ એવા બે મહત્વના કુટુંબિક હક એવી સ્ત્રીઓને મળે છે. આર્થિક હક માટે જોઇએ તો જણાશે કે પતિપત્નીની મિલકતનો વારસો ઇંડિયન સકસેશન પ્રમાણે ઉતરે છે, એવું આ કાયદામાં ઠેરવવામાં આવ્યું છે. આગલા પ્રકરણમાં ઇંડિયન સકસેશન એકટમાં સ્ત્રીઓના હકની જે યોજના બતાવવામાં આવી છે, તે યોજના પ્રમાણે સ્ત્રીને પતિના મરણ બાદ મિલકત મળે છે. એટલે બન્ને રીતે તપાસતાં રજીસ્ટર લગ્ન પદ્ધતિથી સ્ત્રીઓને મોટામાં મોટો ફાયદો થાય છે એમાં શંકા નથી. આજે આ લગ્ન પદ્ધતિનો લાભ કેવળ આપદ્ ધર્મ અથવા કોઇ અડચણને લીધે નછૂટકે લોકો લે છે. પરંતુ જો તેમાં રહેલી મહત્વની બાબતોનો વિચાર કરીએ તો હવે પછી દરેક યુવક યુવતિએ પોતાનાં લગ્નો રજીષ્ટર પદ્ધતિએ કરવાં જોઇએ એવું કહેવામાં જરા પણ સંકોચ કે બાધ આવે તેમ નથી.

\+ × ×

## બીજાં રાજ્યોમાં હક

હિંદુ સમાજ જૂદા જૂદા પ્રાંતોમાં તથા રાજ્યોમાં વહેંચાઇ ગયો છે. એટલે એકજ હિંદુ સમાજને જૂદી જૂદી સ્થિતિને અંગે જૂદા જૂદા કાયદા લાગુ પડે છે. એનું મોટામાં મોટું ઉદાહરણ ગોવામાં હિંદુ સમાજને મળતા હકો ઉપરથી જોઇ શકાશે. પોર્ટુગીઝ લોકોએ ગોવા પ્રાંતમાં રાજ્ય સ્થાપ્યું; છતાં તેમણે હિંદુ ધર્મશાસ્ત્રમાં હાથ ન ઘાલવાની પરાંગમુખવૃત્તિ કાયમ રાખી નહિ. તોપણ હિંદુ ધર્મશાસ્ત્રનું કુટુંબિક સ્વરૂપ તેમણે સર્વસાધારણ કાયદાના અમલ નીચે મૂક્યું. એથી હિંદુ ધર્મશાસ્ત્રના સિદ્ધાંતના મૂળમાં કેટલાક ફેરફાર થવા પામ્યા. અને એ કારણથી હિંદુ સ્ત્રીઓની કાયદેસર દુર્દશા ગોવામાં જોવામાં આવતી નથી એવું વિવેચક વ્યક્તિઓનું કહેવું છે. હવે ગોવાના હિંદુ સમાજમાં સ્ત્રીઓના શા શા હકો છે તે જોઇએ.

### ગોવામાં હિંદુ સ્ત્રીઓના હકો

લગ્ન, એ પુરૂષ તથા સ્ત્રીએ કાયદેસર સંતતિ ઉત્પન્ન કરવા માટે એક બીજાએ કરેલો કરાર છે, એવી વ્યાખ્યા ગોવાના કાયદાએ કરી છે. એટલે દરેક લગ્ન સરકારમાં નોંધાવવાં પડે છે. અને એ નોંધાવતી વખતે વર કન્યા અજ્ઞાન હોય તો તેના પાલકોને સમ્મતિ આપવી પડે છે. વળી કરાર જે કારણસર રદ કરવામાં આવે છે, તે કારણોથી લગ્ન પણ રદ થઇ શકે છે. જો લગ્ન ન નોંધાવ્યાં હોય તો તે કાયદેસર ગણાતાં નથી. પતિ-પત્નીની ફરજો એક બીજા સાથે પ્રમાણિકપણે દામ્પત્ય ધર્મ પ્રમાણે વર્તવું, એકઠાં રહેવું તથા દરેક કામમાં એક બીજાને મદદ કરવી, એવી ઠેરવેલી છે. અને દામ્પત્યધર્મનું મંડાણ સ્વતંત્રતા તથા સમાનતાનાં તત્વો પર કરવામાં આવ્યું છે. પહેલી સ્ત્રી જીવતી હોય અને બીજી સ્ત્રી કરવામાં આવે તો તે ત્યાં

કાયદેસર ગણાતું નથી. જો પહેલી સ્ત્રીને પુરૂષ સંતતિ થઇ ન હોય, પહેલી સ્ત્રી યોગ્ય કારણો બતાવીને જૂદી રહેતી હોય અને તેને પુરૂષ સંતતિ ન હોય, અથવા પહેલા લગ્ન છૂટાછેડાથી રદ થયાં હોય, તો પુરૂષથી બીજું લગ્ન થઇ શકે છે. ગોવામાં પતિપત્ની બન્નેને છૂટાછેડા કરવાની પરવાનગી આપવામાં આવી છે, અને છૂટાછેડાનાં કારણો પણ કાયદામાં દર્શાવવામાં આવ્યાં છે.

ગોવામાં આર્થિક હકો માટે એવો નિયમ છે કે લગ્ન થયા પછી પતિપત્નીની મિલકત જેની તેની માલિકીની રહે છે. તોપણ પતિને પોતાની મિલકત, પત્નીની લેખિત સમ્મતિ સિવાય, બીજા કોઇને પણ લખી અપાતી નથી. મિલકત સંબંધી થનારા દરેક દસ્તાવેજ પર પત્નીની સહી હોવીજ જોઇએ, એવું ત્યાંના કાયદાએ ઠેરવ્યું છે. પિતાની મિલકતમાંથી પુત્રીને, પુત્રના જેટલોજ હિસ્સો મળે છે. આવી રીતે ગોવાના કાયદાએ સ્ત્રીઓના હકો ઠેરવેલા છે.

## વડોદરા રાજ્યમાં સ્ત્રીઓના હક

જે જે પ્રાંતોની સરકાર સામાજિક સુધારા માટે ઉદાસીન વૃત્તિ રાખતી નથી, તે તે પ્રાંતોમાં અને તેમાં વિશેષ કરીને દેશી રાજ્યોના તાબાના પ્રાંતોમાં કાયદાની ભાંગફોડ વહેલી થાય છે. વડોદરા રાજ્યમાં છૂટાછેડાનો કાયદો સન ૧૯૩૧માં અમલમાં આવ્યો છે. અને જે નાતોમાં છૂટાછેડા કરવાનો રિવાજ નથી, એવી નાતોને પણ તે લાગુ પાડવામાં આવ્યો છે. જો પતિપત્ની નાની વયનાં, અજ્ઞાન હોય તો તેના પાલક પણ તેમના વતી છૂટાછેડા મેળવી શકે છે. એનાં કારણો આ પ્રમાણે દર્શાવવામાં આવ્યાં છે: પતિ સાત વરસ સુધી ગુમ થયો હોય, સાધુ અથવા સન્યાસી થયો હોય, પર ધર્મમાં ગયો હોય, નિર્દય હોય, યોગ્ય

કારણ વિના ત્રણ વરસથી વધારે વખત તેણે પોતાની પત્નીનો ત્યાગ કર્યો હોય, ગાંડો હોય, વ્યભિચારી હોય, નપુંસક હોય અથવા સૃષ્ટિક્રમ વિરૂદ્ધ ગુન્હો કરતો હોય તો તેની પત્નીને અને લગ્ન વખતે પત્નીને બીજાથી ગર્ભ રહ્યો હોય તો પતિને છુટાછેડા કરવાનો હક છે. કેટલાંક લગ્નો બેકાયદેસર ઠેરવવામ આવ્યાં છે, અને આવી વખતે છૂટાછેડા આપવાને બદલે થયેલ લગ્ન જ નિરર્થક ગણવામાં આવે છે. જો પતિ-પત્નીમાંથી કોઈ લગ્નના ગાળામાંજ અસાધ્ય અને ખરાબ રોગથી પીડાતાં હોય બહેરાં મૂંગાં કે આંધળાં હોય અથવા ગાંડા કે પતિત થયેલ હોય તેમજ કાયદાએ અસમ્મત ગણેલા સગોત્ર અથવા ભિન્ન વર્ણમાં લગ્ન થયાં હોય, કે લગ્નમાં કપટ કે જબરદસ્તી વપરા હોય તો લગ્ન રદ થઇ શકે છે. વડોદરા રાજ્યમાં આવી રી સ્ત્રીઓના કુટુંબિક હકો સ્વીકારવામાં આવ્યા છે. તેમના આર્થિ હકો માટે સરકારે નીમેલી સમિતિનું નિવેદન હમણાં સરકારમ રજુ થયું છે, તેમાં નીચે પ્રમાણે સૂચનાઓ કરવામાં આવી છે છોકરીને વડિલોપાર્જિત મિલકતમાંથી છોકરાનો ચો હિસ્સો મળવો જોઇએ અને એ હિસ્સામાંથી જ તે લગ્ન ખરચ કરવો જોઇએ. પત્નીને પતિના સહભાગ દાર જેવી ગણી તેને પતિના કુટુંબની મિલકત સમાન હક મળવો જોઇએ. અને પતિની હયાતિમાં જ તે અન્ન વસ્ત્રનો બોજો પતિની મિલકત પર નાંખવો જોઇએ. પતિ મરણ બાદ તેની વિધવાને એક છોકરા જેટલો હક—હિસ્સો આપવો જોઇએ અને તેને પોતાનો હિસ્સો જૂદો પાડવાનો અધિકાર સોંપવો જોઇએ. મિલકત ઉપરની વિધવાની માલિકી ૭ હજાર રૂપિયાની કિંમત સુધીની સંપૂર્ણ હોવી જોઇએ ૨ કાયદાએ ઠેરવેલા વિશિષ્ટ વારસોએ પણ આ ઉત્તરાધિકા

કબુલ કરવો અને બીજા ઉત્તરાધિકારી હોય તોપણ વિધવાને સંપૂર્ણ માલિકી હોવી જોઇએ.

## મહીસુર રાજ્યમાં હીલચાલ

મહીસુર રાજ્યે પણ આવી એક સરકારી સમિતિ નીમી હતી. તેનું નિવેદન ત્યાંની કાયદા કાઉંસીલમાં કબુલ થઇ, તેણે તૈયાર કરેલાં બીલનું પહેલું વાંચન પણ મંજુર થઇ ગયું છે. એ બીલમાં નીચે પ્રમાણે સૂચનાઓ કરવામાં આવી છેઃ વિધવા મા, કુંવારી છોકરી તથા બહેનને વારસ તરીકે ગણવાં અને વિધવાને તથા માને ½ ભાગ તથા કુંવારી બહેન તથા છોકરાને ૧/૪ ભાગ આપવો. લગ્ન થયા પછી પત્નીના ભરણ-પોષણનો બોજો પતિની મિલકત પર નાંખવો અને તે પછી તેનો ભાગ જૂદો પાડી લેવાનો અધિકાર વિધવાને આપવો એવું પણ તેમાં સૂચવવામાં આવ્યું છે. વળી વિધવાના હાથમાં આવેલી મિલકત પર તેની સંપૂર્ણ માલિકી ગણવી એવું પણ તેમાં સૂચવેલું છે.

## બીજાં રાષ્ટ્રોમાં સ્રીઓના હક્કો

દુનિયાનાં જુદાં જુદાં રાષ્ટ્રોએ અત્યાર સુધીમાં સ્ત્રીઓને શા શા હક્કો આપ્યા છે તે હવે જોઇએ. સમાજ સુધારાની એકેએક દિશામાં અમેરિકાએ ઘણી ઝડપે પગલાં ભર્યાં છે. વ્યક્તિ માત્રના હક્કોનું સંરક્ષણ કરવું અને ન્યાયનું ત્રાજવું રંગભેદથી જરા પણ ઉંચું નીચું થવા દેવું નહિ, એવી કાયદાની સૌથી ચઢીઆતી સ્થિતિ હાલ અમેરિકા ભોગવે છે, એવું તેણે આખી દુનિયાને જાહેર સંદેશા તરીકે જણાવ્યું છે. મિલકત તથા છુટાછેડા માટે ત્યાં સ્રી અને પુરૂષને એક સરખા હક છે. એને આધારે જ યુરોપમાં સ્રીઓને કુટુંબિક તથા આ-

ર્થિક સ્વતંત્રતા આપવામાં આવી છે. ફ્રાન્સ, જર્મની, ઇટાલી વિગેરે દેશોમાં સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતા, લગભગ, પુરૂષો જેટલીજ લાવી મૂકવામાં આવી છે. પરંતુ કુટુંબિક હક્કો તો બન્નેના એક સરખાજ છે.

મુસલમાની ધર્મને લીધે અત્યાર સુધી પાછળ પડી રહેલા તુર્કસ્થાનમાં સ્ત્રીઓની આર્થિક અને કુટુંબિક સ્વતંત્રતાનો પાયો બીજા સુધારાઓની પહેલાં નંખાયો છે. રૂશિયામાં આર્થિક સ્વતંત્રતાની લગામ પુરૂષોના હાથમાંથી પણ લઇ લેવામાં આવી છે. તેથી ત્યાં સ્ત્રી તથા પુરૂષ એક સરખી આર્થિક પરાધીનતા ભોગવે છે. સોવીએટ રૂશિયાએ લગ્ન સંસ્થાનું મંડાણ જેવું સાદું રાખ્યું છે, તેવું સાદું મંડાણ અત્યાર સુધીમાં કોઇ પણ રાષ્ટ્રે પોતાના કાયદામાં રાખ્યું હોય એમ જણાતું નથી; અને આવું સાદાપણું જ્યારે છૂટાછેડાના કાયદામાં જોઇએ છીએ ત્યારે વ્યક્તિ રાષ્ટ્ર માટે છે, એ નવીન રૂશિયાનું બિરૂદ વાક્ય, સમાજરચનાની દરેક બાબતમાં કશી પણ ભૂલચાલ વગર લાગુ પાડવામાં આવેલું જણાઇ આવે છે.

### જાપાન

એશિયા ખંડમાં નજર નાંખીએ તો ઉંઘમાંથી પહેલ વહેલું કોઇ જાગ્યું હોય તો તે જાપાન છે. જાપાનની સ્ત્રીઓ, હિંદુ સ્ત્રીઓના જેવીજ પરાધીનતા ભોગવતી હતી. પરંતુ એ પરાધીનતા જાગૃતિના પ્રબળ પ્રવાહમાં તણાઇ ગઈ છે. અને આજ જાપાને મોટે ભાગે યુરોપીયન રાષ્ટ્રોના સ્ત્રીઓના કુટુંબિક અને આર્થિક હકોનું અનુકરણ કરવા માંડયું છે.

પહેલાં એક વખત ગુલામની પંક્તિમાં બેઠેલી ગૃહિણી, આજે જાપાનની જાગતી જ્યોત થઇ છે. એટલુંજ નહિ પણ તેણે પોતાની કાર્યદક્ષતાથી મોટા મોટા રાજદ્વારી પુરૂષોને પણ ઝાંખા પાડયા છે. આળસુ હિંદુસ્તાનને ઓશીકે માથું મૂકીને અફીણના

નીશામાં ઘોરતા પડેલાં ચીનમાં પણ હવે જાગૃતિના પૂર આવ્યાં છે. એ જાગૃતિના પહેલા લક્ષણ તરીકે તેણે સ્ત્રીઓના હકમાં મોટા મોટા સુધારા વધારા દાખલ કર્યા છે. સ્ત્રીને મિલકત માનનારા અને તે પ્રમાણે તેની સાથે વર્તન ચલાવનારા ચીનાઓ હવે સમજ્યા છે કે આપણા દહાડા ભરાઇ ચૂકયા છે. કારણ કે ત્યાં કુટુંબિક અને આર્થિક હક, પુરૂષના જેટલાજ સ્ત્રીઓને આપવામાં આવ્યા છે.

### છેવટ

દુનિયાની એકંદર સમાજક્રાંતિ તરફ જોઇએ અને સ્ત્રીઓના હકોમાં થયેલા સુધારા વધારા તરફ નજર નાંખીએ તો આપણને એમ કહેવુંજ પડશે કે હિંદુસ્થાન સિવાય બીજે બધે ઠેકાણે સમાજક્રાંતિ થવા પામી છે અને સ્ત્રીઓના હકોને બનતું રક્ષણ આપવામાં આવ્યું છે. જ્યારે આવું બધું આપણે જોઇએ છીએ ત્યારે હિંદુ સ્ત્રીઓની કુટુંબિક પરાધીનતાનો અને તેની આર્થિક દીનતાનો આખી દુનિયામાં તો શું પણ હિંદુસ્થાનના બીજા ધર્મમાં પણ જોટો મળે એમ નથી એમ આપણને દિલગીરી સાથે કહેવુંજ પડશે. બધી દુનિયાની સાથે હિંદુ સમાજ પણ ક્રાંતિના પ્રવાહમાં પડયો છે. સમાજ રચનાના જુના ચીલાને પૂરી દઇ નવા ચીલા માટે તે હિંમતથી કમર કસે તો ઉદયને ઝાઝી વાર લાગે તેમ નથી. પરિસ્થિતિ બદલાઇ, આચાર વિચાર બદલાયા, એટલે ચાલુ સમયને બંધ બેસતો યોગ્ય ફેરફાર સમાજ રચનાનાં તત્વોમાં દાખલ કરીએ તોજ આપણો હિંદુ સમાજ જીવતો રહી શકે તેમ છે. આ સાદી અને સીધી વાત રાજકીય અથવા સામાજીક સુધારણા પ્રમાણે સ્ત્રીઓના કાયદેસર હકને પણ લાગુ પડે તેમ નથી ?

# રચનાત્મક સૂચનાઓ

પ્રાચીનકાળમાં વરની પરીક્ષા બહુ ચોકસાઇથી થતી હતી એમ જણાય છે. વરમાં કયા કયા ગુણો હોવા જોઇએ તેનો ખુલાસો આગળ કરવામાં આવ્યો છે. અને તે ઉપરથી એમ ચોકખું જણાય છે કે બાળલગ્નના જમાનામાં પણ કન્યાના સુખ માટે આપણા શાસ્ત્રકારોએ યોગ્ય કાળજી રાખી હતી. પરંતુ આજે એવો કોઇ પણ જાતનો પ્રતિબંધ કાયદાએ રાખ્યો નથી. પસંદ કરવામાં આવેલા વરમાં એકાદ દોષ તો શું, પણ અનેક દોષ એકી વખતે હોય તે છતાં તેની સાથે કન્યાનાં એક વાર લગ્ન થયાં એટલે તે કાયદેસર ગણાય છે. એટલું જ નહિ, પણ એવાં લગ્ન રદ કરવાનો કોઇ માર્ગ પણ હિંદુ ધર્મશાસ્ત્રે રાખ્યો નથી. છોકરીના સુખની કાળજી તેના બાપને હોય એ સ્વાભાવિક છે. પરંતુ પૈસાને લોભે મડાની સાથે મીંઢળ બાંધનારા કઠણ કાળજાના બાપ પણ આપણા જોવામાં સેંકડો આવે છે; તો પછી છોકરીનો બાપ મરી ગયા બાદ છોકરીના કાકા, મામા, ભાઇ, પછી તે સગા, સાવકા, પિત્રાઇ કે મશીઆઇ હોય, અને તેમના પર તેનાં લગ્ન કરવાની જવાબદારી હોય તો તેઓ કન્યાના ભાવિ સુખની યોગ્ય કાળજી રાખશે એની શી ખાત્રી? વળી બીજી

મુશ્કેલી એ છે કે છોકરીને જન્મ આપનાર તેની માને, છોકરીના લગ્ન સંબંધી મત આપવાનો હક ઘણો ઓછો અપાયો છે; એટલે તેનો દરજ્જો છેવટનો ગણવામાં આવ્યો છે. ત્રીજી મુશ્કેલી એ છે કે છોકરીના પાલકે પ્રમાણિકપણે તેને માટે સારૂં ઘર શોધ્યું હોય, પરંતુ એ ઘર છોકરીને પસંદ પડશે કે કેમ એની ખાત્રી કોઇથી શી રીતે આપી શકાય? વળી છોકરીના મરજી ન હોય તે છતાં તેનો પાલક પોતાની મરજી પ્રમાણે તેને પરણાવી દે; પછી છોકરીનો સંસાર સુખી નિવડશે એવું પણ કોઇથી કેમ કહેવાય? સમય બદલાયાથી અને પરિસ્થિતિમાં ફેરફાર થવાથી વૈવાહિક સુખમાં નવી નવી અપેક્ષાઓ ઉભી થાય છે અને તેની સાથે નવી નિરાશાઓ જન્મ પામતી જાય છે. જ્યારે લગ્ન સંબંધમાં વાસનાતત્વ ગૌણ બનતું જાય, અને પ્રજોત્પત્તિનો હેતુ પણ નષ્ટ થતો જાય ત્યારે અંગત સુખ અને સ્વતંત્રતાની કલ્પના પણ વિકાસ પામતી જાય છે.

## સ્વપસંદગી કેમ નહિ?

કેવળ કેળવણીની કસોટીથી વરકન્યાના ગુણદોષની પરીક્ષા થઇ શકતી નથી અને સાંસ્કારિક યોગ્યતાની અપેક્ષા એક બીજાના મનમાં ઉત્પન્ન થયેલી હોય છે. આવી સ્થિતિમાં જો ઇચ્છાનુસાર પતિ ન મળે તો સ્ત્રીનું લગ્ન જીવન બીજાને બહારથી સુખી ભલે દેખાતું હોય પણ તેના દુઃખી જીવનની કલ્પના તેના સિવાય બીજા કોઇને ન થઇ શકે તેમ હોય! પરંતુ આવા પરસ્પર વિરોધી સ્વભાવના કજોડાં જોડવા માટે આપણો લગ્ન સંસ્કાર યોજાયલો નથી. ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ સુદ્ધાં જે દમ્પતીને આપી શકે છે, તે લગ્ન પ્રથાનું ઉદાત્ત સ્વરૂપ કાયમ ટકાવી રાખવા માટે વરકન્યાને એક બીજાની પસંદગી કરવાનો હક હોવોજ જોઇએ. હમણાંના નવયુવકોએ આવો હક પોતાનાં માબાપ પાસેથી છીનવી

લીધો છે; તો કન્યાઓને આવો હક કેમ ન હોવો જોઇએ? પતિને પત્ની પસંદ પડતી નથી તો તે બીજું લગ્ન કરે છે. પરંતુ આવી છૂટ તેની પત્નીને મળતી નથી. એટલા માટે જ વરની પસંદગી વખતે કન્યાની સમ્મતિની જરૂર છે. બીજા સઘળા ધર્મોમાં કન્યાને વરની પસંદગીની બાબતમાં સમ્મતિ આપવાનો અધિકાર છે. શિક્ષણ અને સંસ્કૃતિમાં પછાત એવા મુસલમાનોમાં વરકન્યા લાયક ઉંમરનાં થયા પછી પોતપોતાનાં લગ્ન માટે મંજુરી આપી શકે છે. પરંતુ અજ્ઞાન છોકરા છોકરીઓનાં લગ્ન તેના બાપ અથવા દાદા સિવાય કોઇએ કર્યાં હોય તો ઉંમર લાયક થયા પછી અને પતિપત્ની તરીકે સમાગમ થતાં પહેલાં, વરકન્યા પોતાનાં લગ્ન રદ કરી શકે છે.

## લગ્ન રદ કરવાનો હક

હમણાં આપણે ત્યાં 'શારદા એકટ' પસાર થયો છે. એટલે બાળલગ્નો આપોઆપ બંધ થઇ ગયાં છે. કન્યાની ઉંમર કાયદાની નજરે સગીર હોય તે છતાં તેના અંતરમાં તે વખતે પસંદ નાપસંદના ઉમળકા અને યૌવનની આશા અભિલાષા થોડા ઘણા પ્રમાણમાં ઉત્પન્ન થયેલી હોય છે. તેથી લગ્નમાં તેની સમ્મતિ હોય તો ઘણાં કજોડાં થતાં અટકે. છતાં કાયદેસર સમ્મતિ આપવા માટે કન્યાની ઉંમર ઓછામાં ઓછી ૧૬ વરસની ગણાવી જોઇએ. એટલે આ બાબતમાં એવી સૂચના થઇ શકે કે –

લગ્ન માટે વરકન્યાની સમ્મતિ જરૂરી હોવી જોઇએ. અને એવી સમ્મતિ આપવા માટે વરકન્યાને ૧૬ વર્ષ પછી લાયક ગણવાં જોઇએ. ૧૬ કરતાં ઓછી ઉંમરનાં વરકન્યાની બાબતમાં તેમના પાલકોને સમ્મતિ આપવાને લાયક સમજવા.

તથા ૧૬ વરસની અંદર થયેલાં લગ્ન પતિ પત્ની તરીકે સમાગમ થતાં પહેલાં રદ કરવાનો હક તેમને ખાસ મળવો જોઇએ.

## લગ્નનો નિરંકુશ અધિકાર

હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે ૧૬ વર્ષની અંદરનાં સ્ત્રી પુરૂષો અજ્ઞાન ગણાય છે. એવાં અજ્ઞાન વરકન્યાનાં લગ્ન પાલકો કરે અને તેમાં કંઇ વાંધો કે હરકત જેવું ન હોય તો તે લગ્ન કાયમ રહેજ. પરંતુ એ લગ્નમાં કોઇ પણ જાતનો વાંધો કે હરકત હોય તો ઉમરલાયક થતાં જ લગ્ન રદ કરવાનો હક કન્યાને મળવો જોઇએ એવી મહત્વની સૂચના કરવાની જરૂર છે. કેવળ આ હક પતિપત્ની તરીકે સમાગમ થતાં પહેલાં અમલમાં આવે તોજ તેને કાયમનો સમજવો એવી પુષ્ટિ આપવાની ખાસ જરૂર છે. કન્યાના બાપને કન્યાનાં લગ્ન માટે જે નિરંકુશ સત્તા કાયદાએ આપી છે, તેથી પૈસાના લોભે પુત્રીના લગ્ન અયોગ્ય સ્થળે કરનાર બાપ પર કાયદાનો કોઇ પણ જાતનો અંકુશ રહેતો નથી. છતાં સાધારણ રીતે એમ કહી શકાય કે બાપને આપવામાં આવેલા અધિકારનો તે અવળો ઉપયોગ કરે ત્યારે વાત્સલ્ય પ્રેમ તેના લોભની આડે આવે ખરો ને કેટલીકવાર વાત્સલ્ય આગળ લોભને હાર ખાવી પડે તો તેમાં કંઇ નવાઇ જેવું પણ નથી. કન્યાના બાપને તેના લગ્ન માટે જે નિરંકુશ અધિકાર મળ્યો છે, તે અધિકાર, તેની ગેરહાજરીમાં કન્યાના પાલકને મળે છે. વળી કન્યાદાન કરવાના હકની જૂદી જૂદી રીતો કાયદાએ દર્શાવી છે. બાપના અભાવે કન્યાદાન કરવાનો હક કન્યાના દાદાને અને તે ન હોય તો બાપના કુટુંબના કોઇ માણસને અને તે ન હોય તો છેવટે તેની માને મળે છે. લગ્ન માટે આવી અધિકાર પરંપરા

આપણા ધર્મશાસ્ત્રે ઘાલી દીધી છે અને તે અત્યાર સુધી ચાલુ છે.

## બિચારી કન્યા !

આ અધિકાર પરંપરા ઉપરથી એમ ચોકખું જણાશે કે જન્મ આપનાર માને, છોકરીનાં લગ્ન માટે તદ્દન નહિ જેવો અધિકાર આપવામાં આવ્યો છે. આનું પરિણામ એવું આવે છે કે કન્યાનો કાકો અથવા તેના બીજા પુરૂષ સંબંધીઓ કન્યાને ગમે તે ઠેકાણે પરણાવી દે છે. પારકાને શી પડી છે કે તે છોકરીનાં સુખ દુઃખની કાળજી રાખે ? અને કાયદો એવું કહે છે કે એક વાર લગ્ન થયાં એટલે તે અતુટ અને અભેદ્ય સમજવાં. પરંતુ આનું પરિણામ સ્ત્રીઓને ક્યાં સુધી સોસવું પડે છે, એના દાખલા આપણા સમાજમાં એટલા બધા બને છે કે તેને માટે વધારે કહેવાની જરૂર રહેતી નથી. કન્યાના કાકાએ, કન્યાની માને ન પૂછતાં ખાસ્સી રીતે કોઇ નાદાન છોકરાને અથવા સાઠ વરસના ડોસાને પોતાની ભત્રિજી પરણાવી દીધાના દાખલા સૌ કોઇના જોવામાં ને જાણવામાં હશે. આવી સ્થિતિમાં કન્યાથી કે તેની માથી તેની વિરૂદ્ધ કોઇ પણ જાતનાં પગલાં લઇ શકાતાં નથી.

## હડહડતો અન્યાય

વળી લગ્ન નક્કી થયા પછી હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે લગ્નની વિધિ એટલી બધી વહેલી આટોપી લેવામાં આવે છે કે એ માટે કદાચ કોર્ટની મદદ લેવી હોય તો તે પણ અશક્ય બને છે. વળી સ્ત્રીઓની અત્યારની પરાધીન સ્થિતિને લીધે કોરટ કચેરીનો માર્ગ મોકળો છતાં નકામો છે. કન્યાનાં લગ્ન કરવાને જેમને અધિકાર નથી એવાં સગાંવહાલાંઓએ તેના લગ્ન કરી નાંખ્યાં હોય

તો પણ તે રદ થઈ શકતાં નથી. કારણ કે શાસ્ત્રે આપેલો કન્યાદાન અધિકારનો ક્રમ આજ્ઞાર્થી નહિ પરંતુ કેવળ ઐચ્છિક છે. ખુદ કોર્ટના હુકમનું અપમાન કરી થયેલાં એવાં લગ્નોને પાછળથી કોર્ટજ વજ્રલેપ જેવાં કરવે છે. પરંતુ એથી કેવું ભયંકર પરિણામ આવે છે, તેની કલ્પના અમે કરીએ તે કરતાં વાંચકો કરી લે તો બહુ છે. આખી જીંદગીનાં સુખદુઃખ જે લગ્ન પર આધાર રાખે છે, તે લગ્નમાં જ કન્યાની સમ્મતિ લેવાય નહિ એ કેવું અન્યાયભરેલું છે, એનો ખ્યાલ તો ગમે તેવી સાધારણ બુદ્ધિના માણસને પણ આવી શકે તેમ છે. એટલે લગ્નમાં કન્યાની સમ્મતિ લેવાની માંગણી કેટલી જરૂરની અને વ્યાજબી છે તે સૌ કોઈને સમજાશે.

## બેહુદા વિચાર

લગ્નમાં કન્યાની સમ્મતિ હોવી જોઈએ, એટલું કહીને બેસી રહેવાથી કંઈ ચાલે તેમ નથી. પરંતુ કન્યાની સમ્મતિ લગ્ન પ્રસંગે લીધી ન હોય અને તેનાં લગ્ન કરી નાંખવામાં આવ્યાં હોય તો એ લગ્ન કયાં સુધી કબૂલ રાખવાં એનો વિચાર પણ કરવો જોઈએ. ખરી રીતે જોવા જઈએ તો જે લગ્ન માટે તેની સમ્મતિ ન હોય તે લગ્ન તોડી નાંખવાનો તેને હક હોવો જ જોઈએ. લગ્નના સંસ્કારની ગમે તેવા જોરથી થાળી પીટવામાં આવે તો પણ લગ્નપ્રથાના મૂળમાં મુખ્ય કરીને પરણેલી જીંદગી સુખરૂપ નીવડે એજ લૌકિક વિચાર હોય છે. ઐહિક જીવન નહિ પણ મોક્ષની આશા રાખીને લગ્નનો પાયો રચવો, એવા એક વખતના જુના જમાનાના વિચાર, આજની પરિસ્થિતિ જોતાં તો ખરેખર બેહુદા લાગશે. ધરાયલો માણસ ભૂખ્યા માણસને મિતાહારી થવાની શિખામણ આપે તે જેટલી હાસ્યાસ્પદ લાગે, તેટલી જ હાસ્યાસ્પદ વાત લગ્નની સાથે મોક્ષનો સંબંધ

જોડવાથી લાગશે !

## લગ્ન: લૌકિક સંબંધ

લગ્નનો હેતુ, તેનું કાર્ય અને તે પછીની અપેક્ષા એ બધું લૌકિક છે. એટલુંજ નહિ પણ ઐહિક વૈવાહિક જીવન સુખી નિવડે એ સિવાય બીજો ઉદ્દેશ, લગ્ન પ્રથાના મૂળમાં છેજ નહિ. પતિવ્રતા ધર્મનો તથા મોક્ષનો જે વધારે પડતો ખ્યાલ આપણા ધર્માભિમાનીઓએ અજ્ઞાન સ્ત્રીવર્ગમાં ઘાલી દીધો છે તેથી તથા વરસમાં બારસેં વાર આવતાં વ્રત, નિયમ અને અપવાસોથી તેમનાં જીવન એટલા બધા ઘેરાઇ ગયાં છે કે આજે સ્ત્રીજીવનનું સઘળું ક્ષેત્ર એ અને એવાજ ખટાટોપથી ભરપૂર થયેલું જણાય છે. વળી તેનામાં દેખાતું બીકણપણું, ઓશીઆળાપણું, ખોટી સહનશીલતા તથા પતિ અને પત્ની તરીકે થયેલી અધોગતિ પણ એનુંજ પરિણામ છે. તેથી મોક્ષની કલ્પનાને ચકરાવે કોઇએ પણ ચડવું નહિ. લગ્ન એ લૌકિક સંબંધ છે અને બીજા લૌકિક સંબંધ પ્રમાણે એ સંબંધમાં જોડાનારાં સ્ત્રી પુરૂષની સ્પષ્ટ સમ્મતિ ન હોય તો એ લગ્ન સંબંધ તેમને બંધનકારક હોવો ન જોઇએ, એમ કહ્યા સિવાય હવે ચાલે તેમ છેજ નહિ. છોકરી લાયક ઉંમરની હોય અને તેની સમ્મતિ લેવામાં આવે તો તેને માટે કંઇ કહેવા જેવું નથી. પરંતુ હિંદુઓ બાળલગ્ન કરવા માટે એવા ટેવાઇ ગયેલા હોય છે કે તેઓ પોતાની હોંશ પૂરી કર્યા સિવાય કદાપિ રહેવાના નથી. વળી “શારદા એક્ટ” લગ્ન વખતની છોકરીની ઉંમર અને તેની હદ, સજ્ઞાનપણાને સમાવી લે એવી નક્કી કરી નથી. એટલે નાનપણમાં છોકરીનાં લગ્ન તેનાં માબાપ તથા પાલકો કરતાજ રહેશે. લાયક ઉંમર વિનાનાં અજ્ઞાન છોકરા છોકરીઓનાં વતી, બીજા લૌકિક વ્યવહારમાં સમ્મતિ આપવાના તેના વડીલ અથવા પાલકને હક

હોય છે. પરંતુ એ હકનો તેઓ ગેરઉપયોગ કરે અથવા તેમનું કૃત્ય તેના હિતમાં ન હોય અને તે ઉંમર લાયક નહિ એવા સગીરને કબૂલ ન હોય તો તે ઉંમર લાયક થતાં રદ કરી શકે, અથવા ઉંમર લાયક થતાં તે સંમતિ આપે તોજ તે લગ્ન તેને બંધનકારક ગણાય, એવી બાંહેધરી છોકરીનાં લગ્ન માટે મળવી જોઇએ.

## અપવાદની જરૂર

સગીર ઉંમરમાં થયેલાં લગ્ન, છોકરી ઉંમર લાયક થતાં રદ કરી શકે, એ નિયમમાં એક અપવાદ મૂકવાની જરૂર છે. પતિ પત્ની તરીકે સમાગમ થતાં પહેલાં તેણે એ હકની અમલ બજાવણી કરવી જોઇએ. અને પતિ પત્નીનો સમાગમ એક વાર થાય તો તેનો એ હક નષ્ટ થવો જોઇએ. જો એમ ન થાય તો તેણે પાલકના કૃત્યને પોતાની કૃતિથી સમ્મતિ આપી છે એમ મનાય; અને એમ બને તો તેણે પોતાની જાતને કોઈ નવી ઉપાધિમાં નાંખી એમ કહેવાય. સમાગમ થયા પછી તે લગ્ન રદ કરે તો તેની સાથે ફરી લગ્ન કરવાને કોણ તૈયાર થશે ? જ્યારે બાળ વિધવાનાં પુનર્લગ્નજ થવાં મુશ્કેલ પડે છે ત્યારે આવી ભ્રષ્ટ ગણાય તેવી કન્યાનાં લગ્ન ફરી શી રીતે થાય ?

## સમ્મતિનો હક

થયેલાં લગ્ન પોતાને પસંદ છે કે નહિ તે જાહેર કરવા જેટલી કન્યાને સ્વતંત્રતા મળવી જોઇએ. એટલે ઉંમર લાયક થતાં પહેલાં તેને પતિને ઘેર ન રહેવાની છૂટ હોવી જોઇએ. આજે તો લગ્ન થતાંજ તેનો પતિ માલિક થઇ બેસે છે અને તેની ઉંમર ગમે તેવી નાની હોય તે છતાં તેને પોતાને ઘેર લાવે છે અને પોતાના હુકમમાં રાખે છે. વળી કાયદો પણ આ વાતને

પુષ્ટિ આપે છે. પરંતુ આ નિયમમાં ફેરફાર થાય નહિ તો છોકરીને આપવામાં આવેલો સમ્મતિનો હક નિષ્ફળ ગણાશે. તેથી તેને એવી સવડ કરી આપવાની જરૂર છે.

## સમ્મતિ માટેની સૂચનાઓ

એકંદર રીતે સમ્મતિ માટે આવી સૂચનાઓ કરી શકાયઃ—

લગ્ન માટે કન્યાની સમ્મતિ હોવી જોઇએ. લગ્ન કરતી વખતે તે અજ્ઞાન હોય તો તેના વતી તેના પાલકને સમ્મતિ આપવાનો હક ન હોય.

કન્યાની સમ્મતિ વિના થયેલાં લગ્ન અથવા તેની સગીર ઉંમરમાં થયેલાં લગ્ન, પતિપત્ની તરીકેનો સમાગમ થતાં પહેલાં તેની ઇચ્છા પ્રમાણે રદ કરવાનો અધિકાર તેને હોય.

લગ્નમાં કપટ, દગલબાજી અથવા જોરજૂલમ થયો હોય તો કન્યાને તે લગ્ન રદ કરવાનો હક મળવો જોઇએ. કપટની અંદર વરની જાત, ઉંમર, તથા આવક માટે કરવામાં આવેલું જુઠાણું, જેના પર વિશ્વાસ મૂકીને લગ્ન સંબંધ કરવામાં આવ્યો હોય, તે બાબતનો સમાવેશ થવો જોઇએ. જોરજૂલમ અને દગલબાજીમાં કન્યાના માબાપની, અથવા તેના પાલકની કે ખુદ કન્યાની સમ્મતિ મેળવવા માટે ગેરવાજબી દબાણ કરવું, લાંચ રૂશવત આપવી અથવા તે આપવાની કબૂલાત કરવી, એ બધાંનો સમાવેશ થવો જોઈએ.



# રાજાબાઈ ટાવર

પારસી
સતીઓ

કિંમત
૦–૬–૦



જેની અટારીએથી ઝંપલાવીને બે પારસી યુવતીઓએ
આપઘાત કરેલો. શા માટે?

**શીલની રક્ષાને કાજે.**

તેની વાત જાણવા શ્રી સાહિત્ય મંદિરને આઠ
આનાની ટીકીટ બીડો. ઠે. કેળાપીઠ સુરત

# સ્ત્રી-ઉપયોગી પુસ્તકો

## સ્ત્રીશક્તિ ગ્રંથમાળા

**૧ કમનસીબ સવિતા (વંધ્યા):** ૦—૪—૦

સવિતા જુવાન ગુજરાતણની આબેહૂબ મૂર્તિ છે. તેના હૈયાની વેદના ચીતરતી આ ચોપડી એકેએક વાંચકે વખાણી છે

૨ કાકી: ૦—૩—૦

શરદ બાબુની કલમે લખાયલી આ વાર્તા સ્ત્રીઓ માટે સરસ આદર્શ રજુ કરે છે.

**૩ કાયદામાં સ્ત્રીનું સ્થાન (દરેક સ્ત્રી વાંચે):** ૦—૩—૦

હિન્દુ સ્ત્રીનું કાયદામાં કેવું સ્થાન છે, તેના હકો શા છે ને શા હોવા જોઇએ, પારસી, મુસ્લીમ સ્ત્રીઓને કેવા હક છે વગેરે માહિતીથી ભરપૂર આ ચોપડી ગુજરાતીમાં એકજ છે. દરેક બાપે દીકરીને, ભાઇએ બહેનને, ને વરે વહુને વંચાવવીજ જોઇએ.

**૪ અર્ધાંગના:** ૦—૪—૦

સ્ત્રીઓ અણીને વખતે પુરૂષને કેવી રીતે મદદગાર બની શકે છે તેના આદર્શ રજુ કરતી વાતો.

**૫ ગૃહવ્યવસ્થાની વાતો (બેટરી):** ૦—૬—૦

ઘરખટલાની આંટીઘુંટી પર અજવાળું પાડનારી આ વાર્તાઓ ગુજરાતી સાહિત્યમાં નવીજ ભાત પાડે છે.

**૬ ખાંયણાં:** ૦—૫—૦

કાઠીઆ ગુજરાતણના હૈયામાંથી ટપકેલી જીવનની રમુજી, કાવ્યમણી, તેમજ આનંદી બાજુનાં ચિત્રો દોરતી આ લોકગીતોની ચોપડી ઘેરઘેર રાખવા લાયક છે

**૭ બલિદાન:** ૦—૫—૦

આવતી પ્રજાને શૂરવીર બનાવવા માટે બહેનોમાં આ પરાક્રમની અમર કવિતાઓનો ખૂબજ પ્રચાર થવો જરૂરી છે. સર અવસરે તેમજ ખાસ કરીને સગર્ભાવસ્થામાં ભેટ આપવા જેવી રૂપાળી ચોપડી.

**૮ ભવાટવી:** ૦—૪—૦

હિંદુ સંસારમાં સ્ત્રીઓનાં જીવનની દયામણી બાજુ બતાવતી આ સાચી આત્મકથાઓ વાંચતાં આંખ ભીની થશે.

**૯ મા:** ૦—૪—૦

વર, વહુ, મા, બાપના પરસ્પર સંબંધ પ્રેમાળ અને વહાલસોયા કેવી રીતે બને તેની છણાવટ આ વાતોમાં કરેલી છે.

**૧૦ જયાના પત્રો—કસોટીમય લગ્ન:** ૦—૬—૦

વરવહુનું જીવન સુખી કેમ બને તે સમજાવતા અને વરે વહુ સાથે ને વહુએ વર સાથે કેવી રીતે વર્તવું તેના પર અજવાળું પાડનારા આ કાગળો બહુજ રસીલા છે.

**૧૧ પતિની પસંદગી:** ૦—૪—૦

વરવહુ પોતે એકબીજાને પસંદ કરે એવા વિચારો ધરાવનારાઓએ આ વાર્તાઓનું ઝુમખું ખાસ વાંચવા ને વંચાવવા લાયક છે.

**૧૨ લીલાની આત્મકથા:** ૦—૩—૦

એક દુઃખીયારી બહેનની આ આત્મકથા સાવકા સહીયારાંના દુઃખો પર અજબ જેવો નવીન પ્રકાશ પાડે છે. જગતમાં શું આવું પણ બને છે ? !—એમ આશ્ચર્ય થશે

**૧૩ કૂપ:** ૦—૪—૦

બંગાળાનાં ગામડાંઓમાં સ્ત્રીઓની સ્થિતિ કેવી ખરાબ છે તેનો ચિતાર રજુ કરતી આ વાર્તા ઘણી જ રસિક તથા બોધક છે.

**૧૪ પારસી વાનીઓ: (શાકાહારી)** ૦—૬—૦

લગભગ સો ઉપરાંત ભાતભાતની લસલસતી, લહેજતદાર માંસમચ્છી વગરની વાનીઓ બનાવવાની સહેલી, ઝટ સમજાય એવી રીતો આમાં આપેલી છે.

**૧૫ વિધવા:** ૦—૫—૦

હિંદુ સંસારની એ દુઃખદ બાજુની જુદી જુદી નજરે છણાવટ કરતી આ ચાર વાર્તાઓમાં ઘણો નવીન પ્રકાશ પાડેલો છે.

**૧૬ કોને પરણું?** ૧—૪—૦

અભણ ગૌરી ગામડાની છે. ભણેલી ચન્દ્રલેખા શહેરની છે. ગામડાની ગૌરી, ચન્દ્રલેખા માટે જે ભોગ આપે છે તે ભોગ ચન્દ્રલેખાના પોતાના ભોગ જેટલોજ મહાન છે? આર્યરમણીના હૃદયની ઉત્તમતાનું આ ચિત્ર જેટલું ભવ્ય છે તેટલુંજ રસિક છે.

**૧૭ સુઘડતા ને સુંદરતા:** ૦—૮—૦

વાળનું જતન, દાંતનું જતન, ચહેરાનું જતન, કપડાં અને ઘરેણાં પહેરવાની કળા, તંદુરસ્તી ખીલવીને સુંદર બનવાની કરામતની આ ચોપડીનો જોટો ગુજરાતી ભાષામાં નથી જ.

**૧૮ હાસ્ય ફુવારો:** ૦—૮—૦

શ્રી 'પ્રસાદ'ની રમુજી સામાજિક વાતોનો આ સંગ્રહ દરેક ઘરની બહેનોને અત્યંત રસિક લાગશે અને નિર્દોષ આનંદ આપશે.

**૧૯ ભૂતના ભડકા:** ૧—૮—૦

શ્રી ધનસુખલાલ મહેતાની લખેલી આ સુંદર સામાજિક વાતોનો સંગ્રહ સર્વત્ર વખણાયો છે. પૃષ્ઠ બસો. ચિત્રો પણ પુષ્કળ આપેલાં છે.

૨૦ વિષવૃક્ષ: ૧—૮—૦

બંકિમબાબુની આ ત્રીજી સર્વમાન્ય નવલકથા હિન્દુ સંસારી કોયડાઓની છણાવટ ઘણી જ સરસ રીતે કરે છે. બંગાળામાં ઘેરઘેર વંચાય છે.

૨૧ હાસ્ય કલાપ: કિં. ૧—૮—૦

સામાન્ય કોટિનાં માણસો, સ્ત્રીઓ તથા બાળકોને પણ ખડખડ હસાવે તેવી, છતાં તદ્દન નિર્દોષ અને નિર્ભય વાર્તાઓનો આ સંગ્રહ ગુજરાતના હાસ્ય સાહિત્યમાં સારૂં સ્થાન પામ્યો છે.

૨૨ દેવી ચોધરાણી: કિં. ૧—૮—૦

પ્રફુલ્લ નામની સાદી સીધી બાળા કેવી રીતે વીરાંગના બને છે તેનો અત્યંત રસિક અને પ્રેરક હેવાલ. મૂળ બંકીમ બાબુએ લખેલો છે.

૨૩ વીર રોઝા: (કાળું ગુલાબ) કિં. ૧—૦—૦

ફ્રાન્સના નવલસમ્રાટ એલેકઝાંડર ડુમાએ લખેલી એક જેલર બાળાના પ્રેમ અને ક્રાંતિની અજબ જેવી ઐતિહાસિક કથા.

૨૪ હાસ્ય ઝરણાં: કિં. ૧—૮—૦

હાસ્યરસના પ્રસિદ્ધ લેખક શ્રી હરિપ્રસાદ વ્યાસની આ વાર્તા આપણા સંસારની બૂરી બાજુ પર ચાબખા મારતાં મારતાં ખૂબજ કલ્લોલ કરાવે છે.

૨૫ "જરા ચ્હા મૂકજો" (હાય આસામ) કિં. ૧—૦—૦

સ્હવારે ને બપોરે મોજથી પીવાતા ચ્હાના પ્યાલાઓના ભીતરમાં ચ્હાના બગીચાઓના મજુરોની કેવી કરૂણ હાય વસી છે, તેનું એક મજુરે લખેલું સાચું વાર્તા રૂપ બયાન, જે વાંચીને સેંકડો માણસોએ ચ્હા ત્યજી છે

૨૬ શાહરજની : ( નવી આવૃત્તિ ) કિં. ૧-૧૨-૦

મરબા પુસ્તકોની મહારાણી.

૨૭ જીવનપલટો: ૦-૪-૦

આમાં ત્રણ જુદી જુદી સ્ત્રીઓનું જીવન જુદી જુદી રીતે બદલાઇ જાય છે, તેનું વર્ણન આલેખતી રસિક ને બોધક વાર્તાઓ આપેલી છે.

૨૮ સુખી ઘર: ૦-૩-૦

આપણા ઘરને સ્વર્ગ સમાન સુખી કેવી રીતે બનાવવું તેના પદાર્થપાઠ રૂપ ચિત્ર આલેખતી બોધકથા.

૨૯ ભરત ગુંથણ: કિં. ૦-૧૦-૦

નાની બાલિકાઓ પણ સહેલાઇથી સમજીને શીખી શકે તેવી શૈલીમાં એક અનુભવી પારસી બહેને લખેલું પુસ્તક. જાત-જાતની તરેહ તેમજ આકૃતિ સાથે.

૩૦ આશાસીનું ચક્કર: કિં. ૦-૫-૦

ગુજરાતના એક અનુભવી હાસ્યરસના લેખકે આ પુસ્તિકામાં સ્ત્રીઓને રસ પડે અને સ્હેલાઇથી સમજાય એવી રીતે સંસારની મઝ્મતભરી વાતો લખી છે.

૩૧ રઝિયા બેગમ: ૦-૩-૦

દિલ્હીના ચક્રવર્તી સિંહાસન પર બેસી રાજ્ય ચલાવનારી પહેલવહેલી સામ્રાજ્ઞીનું જીવનચરિત્ર. લ્હાણી માટે ઉત્તમ છે.

૩૨ ગૃહવિવેક અને બીજી વાતો: ૦-૬-૦

આમાંની મુખ્ય વાર્તામાં વિલાયતી અને દેશી સભ્યતા, ઘરની રીતભાતની તુલના કરેલી છે. બીજી વાર્તાઓ પણ ખૂબ રસિક અને બોધક છે.

**૩૩ સખીના પત્રો અથવા સંસારનાં દરદો:** ૦—૮—૦

લગ્નની નિષ્ફળતાથી કંટાળી જઇને આપઘાત કરવા તત્પર થયેલી એક યુવતિને તેની બ્હેનપણી પત્રો દ્વારા ખરો માર્ગ સુઝાડે છે. દરેક માબાપે આ પુસ્તક પોતાની પુત્રીને પરણાવતાં પહેલાં આપવું ઘટે છે.

**૩૪ સ્વરનું શાસ્ત્ર:** ૦—૩—૦

આ નાનકડી પુસ્તિકામાં સામાન્ય સ્વર વિષે, તેની રચના, તથા જુદા જુદા અંગો વિષે આરામ અને વિગતવાર સમજુતી આપી છે.

**૩૫ સૌંદર્ય:** ૦—૩—૦

આ નાની સરખી નવલિકામાં સૌંદર્યનો સાચો ચિતાર આપેલો છે. એક આદર્શવાદી યુવાન પાછળ પોતાના જીવનનું બલિદાન આપનાર વારાંગનાની કથા એકજ બેઠકે પુરી કરવી ગમે તેવી છે.

**૩૬ માતૃપ્રેમ અને બીજી વાતો:** કિં. ૦—૪—૦

આ સંગ્રહની મુખ્ય વાર્તામાં એક માતા પોતાના સંતાનને ખાતર શું શું સહન કરી શકે છે તેનું આદર્શ દૃષ્ટાંત આપ્યું છે. બીજી વાર્તાઓમાં પણ ઉત્તમ ભાવનાઓનાં આલેખન છે.

**૩૭ પારસી લગ્નગીતો અને ગરબા:** ૦—૬—૦

શું પારસી કોમમાં પણ લગ્ન વખતે ગીતો ગવાય છે? તમે નવાઇ પામશો, છતાં આ સંગ્રહ જોઇને ખાત્રી થશે. કેટલાક ગીતો તો ખૂબ રમુજી ને આનંદજનક છે.

**૩૮ દામ્પત્ય જીવન:** કિં. ૨—૮—૦

સંતતિનિયમન, ઋતુસ્નાન, પતિપ્રેમ જાળવવાની કળા, શરીર નિરોગી ને સુડોળ રાખવાની કળા તથા માસિકને લગતી દરેક ક્રિયાઓ બતાવવાની વિદ્યા—એ બધું આ પુસ્તકમાં આપ્યું છે.

છે. એમાંની વાર્તા પતિવ્રતાની ખરૂં જ અમીટ છાપ પાડે છે. એક સંસ્કારી પત્ની પોતાના કાર્યકૌશલ્યથી ને રમુજથી પતિને વશ કરે છે.

**૪૫ માંદગી અને સારવાર:** ૦—૪—૦

દરેક સ્ત્રીને આ વિષયનું તો જ્ઞાન હોવું જ જોઈએ. માંદાની સારવાર સંબંધી ખૂબ ઉપયોગી સૂચનાઓથી આ પુસ્તક ભરેલું છે.

**૪૬ વાતનું વતેસર:** કિં. ૦—૧—૦

બાળાઓ સહેલાઈથી ભજવી શકે એવું હાસ્યરસિક નાટક.

**૪૭ ઘરેણાંનો શોખ:** કિં. ૦—૧—૦

વિમળા નામની એક ભોળી બાળા ઘરેણાંશોખીન બાળાઓ પોતાના ઘરેણાંના શોખને લીધે પોતાનો પતિ જેલમાં જાય એવા સંજોગો કેવી રીતે ઉભા કર્યા તેનો તાદૃશ ચિતાર આપતી આ વાર્તા સચોટ—અસરકારક છે.

**૪૮ પારસી સતીઓ:** કિં. ૦—૬—૦

રાજાબાઈ ટાવર પરથી બે પારસી બહેનોએ પોતાનું શીયળ સાચવવા ખાતર ભૂસકા મારી કરેલા આપઘાત વિશેના ગરબા.

**૪૯ એકાદશી:** કિં. ૦—૧—૦

શ્રી સરોજિની મહેતા (એમ. એ.) ની લખેલી અગિયાર સુંદર સામાજિક વાતો. બધીએ નવા સિદ્ધાંતો રજૂ કરે છે.

**૫૦ રાણકદેવી** કિં. ૦—૧૨—૦

હજાર વર્ષ ઉપર થઈ ગયેલી મહાન વિભૂતિની આ જીવનકથા અર્વાચીન શૈલીમાં ગુજરાતના એક ઉત્કૃષ્ટ સિદ્ધહસ્ત લેખકે ખૂબીથી રસિક બનાવી છે.

૫૧ **શિવાજીની મા**—મહારાષ્ટ્ર વીર શિવાજીને જન્મ આપી ઉછેરનાર વીર માતાનું રસિક અને પ્રેરણાદાયક જીવન-

ચરિત્ર. દરેક બહેને એક વાર અવશ્ય વાંચવું જ જોઇએ. (તેર આનાની ટિકિટ બીડવી) કિં ૦—૧૦—૦

૫૨ **સાસુની શિખામણ**—વહેમી માન્યતાઓને લીધે સ્ત્રીઓનાં જીવનની કેટલી હાનિ થાય છે તેની બોધકથા. કિં. ૦—૧—૦

૫૩ **કાયદાનું અજ્ઞાન**—એ અજ્ઞાનને લીધે બહેનો પોતાની ટુંકી દોલત કેવી રીતે ખુએ છે તેની બોધકથા. વ્યાજ ઉપજાવવાની જરૂરી માહિતી સાથે. કિં. ૦—૧—૦

૫૪ **નામ વગરની નવલકથા**—કપરા સંજોગોમાં મુકાયેલી એક પારસી બહેનના અનુભવોની રસિક વાર્તા. ડીટેક્ટિવ રસથી ભરપૂર. કિં. ૧—૮—૦

૫૫ **નારીભિષક**—સ્ત્રીઓના રોગોની ચિકિત્સા તથા ઉપચાર વિશેનું પ્રમાણભૂત પુસ્તક કિં. ૦—૪—૦

૫૬ **માસિક ધર્મ**—'અટકાવ' વિશેની ઉપયોગી માહિતીથી ભરેલો નિબંધ. કિં. ૦—૨—૦

૫૭ **નવા સાથિયા**—દિવાળીના દિવસોમાં પોતાનું આંગણું દીપાવવા માટેના સુંદર, અનેક નમુના આમાં આપ્યા છે. કિં. ૦—૨—૦

૫૮-૫૯ **વીર તારા**—(બે ભાગમાં) તોડાની વીરાંગનાનું પ્રેરણાત્મક ચરિત્ર. પૃષ્ઠ ૪૦૦ એન્ટીક કાગળ. કુલ કિં. ૨—૪—૦

૬૦ **ગોરમાનાં ગીતો**—ગોરોમાં ગવાતાં ગીતોનો સંગ્રહ કિં. ૦—૧—૦

૬૧ **મેડમ ડેમીડા**—(નિહિલિસ્ટોના પંજામાં) આ એક રસિક રૂશિયન વાર્તા છે જેમાં મેડમ ડેમીડા નામની એક સ્ત્રી ઘણાં જ હેરત ભરેલાં તેમજ બુદ્ધિ-શૂરાતનનાં કામો કરે છે. ૦—૧૨—૦

૬૨ **સામાજિક વાતો. ભાગ ૨.**—લેખક શ્રી રમાકાન્ત દ્વિવેદી આમાં આપણા આધુનિક સમાજને સ્પર્શતી અને તેનાં જુદા જુદાં દૃષ્ટિકોણ રજુ કરતી રસિક નવલિકાઓ આપેલી છે. ૦—૩—

૬૩ **ગુણીયલ ગૃહિણી**—સારી ગૃહિણી કોણ? પોતે ભપકાદાર સાડી પોલકાં પહેરીને ઠેર ઠેર ભાષણો કરતી ફરે તે? કે પો આત્મભોગ આપીને પોતાનાં અને પોતાની આસપાસનાંઓને સુખી કરવા પ્રયત્ન કરે તે? આ પ્રશ્ન સમાજનો સનાતન પ્રશ્ન છે. તેને વિશે વિચારો જગાડતી આ નાનકડી નવલિકા ખરેખર વાંચવા અને વંચાવવા જેવી છે. ૦—૧—

૬૪ **સ્ત્રી સ્વાતંત્ર્ય**—સ્વતંત્રતાના અંધ ખ્યાલોમાં અથડાતી એક યુવતી આખરે ઠોકરો ખાઇને કેવી રીતે પાછી સાચા માર્ગ ઉપર આવે છે તેનું આ નવલિકામાં શ્રી રમાકાન્ત દ્વિવેદીએ સરસ આલેખન કર્યું છે. કિં. ૦—૧—

૬૫ **દક્ષિણી રાંધણકળા**—મહારાષ્ટ્રમાં બનતી રસોઇની વાનીઓ કેવી રીતે બનાવવી તેનું આ પુસ્તક ગુજરાતમાં વસતી એક ચતુર દક્ષિણી બહેને લખેલું છે. કિં. ૦—૩—

૬૬ **સતી જસમા**—પતિવ્રતની ખાતર પ્રાણ આપનારી આ વીર નારીની જીવનકથા સરળ, સાદી ને રસઝરતી ભાષામાં આલેખી છે. કિં. ૦—૬—

૬૭ **સંસાર દર્શન**—સંસારમાં ડગલે ને પગલે અનેક મુંઝવતા પ્રશ્નો આવી પડે છે. આ પ્રશ્નોને જુદી જુદી નજરે ટુંકી ટુંકી વાતોમાં નીરખીને વર્ણવી લીધા છે. કિં. ૦—૬—

૬૮ **ભૂમિમાતા—આનંદમઠ**—વંદેમાતરમ રાષ્ટ્રીયગીતના ઉદ્દભવ સ્થાન રૂપ, નિર્મળ દેશભક્તિની અપૂર્વ પ્રેરણા આપતું સ્વ. સાક્ષર શ્રી બંકીમચંદ્રનું લખેલું આ પુસ્તક એકેએક હિંદી ઓ પુરૂષે વાંચવા જેવું છે. નવી આવૃત્તિ—કિં. ૧—૦—૦

૬૯ **બાળવિધવા**—બાળવિધવા એ ગુજરાતના ઉચ્ચ સમાજનું દયામણું પ્રાણી છે. એના પ્રત્યે દરેક સહૃદય માણસ સહાનુભૂતિથી જુએ છે. અને ઘણાક સંસ્કારી યુવકો તો તેનો હાથ ઝાલી સુખી કરવાની ધગશ ધરાવે છે. એવી બે બાલિકાઓએ પોતાનો માર્ગ કેવી રીતે કરી લીધો તેનો ચિતાર આમાં છે. કિં. ૦—૨—૦

૭૦ **સાચાં સહોદર**—ભાઇ બ્હેનનાં પ્રેમની અદ્દભુત ઝાંખી કરાવતી આ નવલકથા વાંચતાં હૃદયને હલમલાવી નાંખે છે. ૧—૮—૦

૭૧ થપડા અથવા **એક પર બીજી**—સુંદર પાત્રાલેખનવાળી સામાજિક વાર્તા. એક પર બીજી કરનારને અજબ રીતે કેવી નશીયત મળે છે તેનું સુંદર દષ્ટાંત રજુ કરે છે. ૦—૩—૦

# સ્ત્રીશક્તિ ગ્રંથમાળા વિશે

## પ્રશંસાના ઉદ્દગારો.

**ભરત ગુંથણ**—વિશે લોકવાણીના તંત્રીજી લખે છે—

આ પુસ્તક ઘેર ભરત ગુંથણ કરતાં અને શાળામાં અભ્યાસ કરતા બહેનોને સારૂં માર્ગદર્શક થઇ પડે એવું છે. ભરત ગુંથણની પદ્ધતિ એમાં સમજાવવામાં આવી છે. ને એ પદ્ધતિને સાનુકૂળ ચિત્રો પણ પુષ્કળ આપવામાં આવ્યાં છે...આ પ્રકારનું પુસ્તક બહુ ઉપયોગી થઇ પડે તેમ છે.

**સુખી ઘર**—વિશે પ્રસ્થાનના તંત્રીજી લખે છે—

સ્ત્રીઓને ગૃહિણી તરીકે સ્વમાન કેળવવાનો, ઘરકામને દીપાવવાનો, સંસ્કારી થવાનો બોધ મળે તેવું સાહિત્ય આ પુસ્તકમાં ટુંકામાં ને સુગમ ભાષામાં આપેલું છે.

**ભલી ભાભી**—વિશે સાપ્તાહિક મુંબાઈ સમાચારના તંત્રીજી લખે છે—

આ નાનકડી પેમ્ફલેટ સ્ત્રીઓને ઉદારતાનો બોધપાઠ આપવાનું કાર્ય બહુજ સુંદર રીતે કરી શકે તેમ છે...એની લ્હાણી થવી જોઇએ.

**પતિ પ્રભુ છે**—વિશે સા. મુંબાઇ સમાચારના તંત્રીજી લખે છે—

આ ચોપડી પણ લ્હાણી કરવા જેવી છે. એક દારૂડીઆ ધણીની સ્ત્રી પોતાના પતિને ખાતર ખૂબ સંકટો સહન કરે છે આખરે તે વશ થાય છે ને પોતાની કુટેવો છોડે છે. ને બેઉ સુખી થાય છે.

